સ્વ ગુલાબબાઇ તે રા મધુભાઈ સાકરચંદ
સ્મારક ગ્રંથમાળા નં ૫

# ઉપોદ્‌ઘાત

સન ૧૯૧૮મા રા મધુભાઈ સાકરચંદ ઝવેરી તરફથી રૂ ૩૫૦૦નુ ફંડ તેમની પત્ની બાઈ ગુલાબના સ્મરણાર્થે મળ્યુ હતુ એવી શરતે કે રૂ ૩૫૦૦)ની મૂડી કાયમ ગણી તેનુ જે વ્યાજ આવે તેમાથી વખતોવખત સ્ત્રીઉપયોગી સામાન્ય જ્ઞાન નીતિ અને ધર્મના પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવામા આવે તને સ્વર્ગસ્થ બાઈ ગુલાબ તે રા મધુભાઈ સાકરચંદ ઝવેરીના પત્ની સ્મારક ગ્રંથમાળા એવુ નામ આપવુ તે પ્રમાણે એ ફંડમાથી નીચેના પુસ્તકો આજસુધીમા પ્રસિદ્ધ કરવામા આવ્યા છે —

| | | |
|---|---|---|
| ૧ | સ્ત્રીઓનો માર્ગપ્રદેશ | કિંમત ૦–૮–૦ |
| ૨ | આહારવિહાર ભાગ ૧ લો | ,, ૦ ૧૨ ૦ |
| ૩ | આહારવિહાર ભાગ ૨ જો | , ૦ ૧૨ ૦ |
| ૪ | ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબવ્યવસ્થા | , ૧–૦–૦ |
| ૫ | માનવધર્મ | , ૦–૬–૦ |

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી
અમદાવાદ
તા ૨૩–૩ ૧૯૩૮

હીરાલાલ ત્રિ પારેખ
આસિ સેક્રેટરી

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૦ | અંતર | આતર |
| ૮ | ૧૮ | આ બધુ | બધુ |
| ૯ | ૧૨ | અરે | અરે, |
| ૧૦ | ૨૩ | ધર્મતત્રો | ધર્મતત્રો થયાં |
| ૧૩ | ૨૬ | પૂર્ણ | પૂર્ણ પુરૂષ |
| ૧૬ | ૨૬ | પછી | પાછી |
| ૨૩ | છેલ્લી | સાર્થકતા | સાર્થકતા છે |
| ૨૪ | ૧૪ | ઝકે | ઝૂકે |
| ૨૫ | ૨૫ | નિરથક | નિરર્થક |
| ૨૬ | ૨૨ | ખ્રીસ્ત | ખ્રિસ્ત |
| ૨૭ | ૨૫ | અ | અર્થ |
| ૩૦ | ૪ | રાષ્ટ્રમ | રાષ્ટ્ર |
| ૩૯ | ૧૨ | અ— | ઉપ— |
| ૪૧ | ૨૨ | હિસ્રતા | હિંસતા |
| ૪૯ | ૧૧ | શ્રયના | શ્રેયના |
| ૫૨ | ૧ | છે | છે કે |
| ૫૭ | ૨ | અહ– | અહ્– |
| ૫૯ | ૬ | ભડાર | ભડાર |
| ૬૧ | ૧૫ | ખ્રીસ્તે | ખ્રિસ્તે |
| ૬૩ | ૧૦ | મર્વતા | મર્દના |
| ૭૩ | ૧૯ | ધારાઓમા | ધારામા |
| ૭૫ | ૧૯ | 'જીવનસંગીત' | 'પ્રભાતસંગીત' |
| ૭૬ | ૨૪ | યે | ય |
| ૮૫ | ૧૭ | મનનો માનર | મનના માનવની |

# કાંઈક

કેવી આકસ્મિક ઘટના? આજે આ ઉત્તરાયણના શુભ પ્રભાતે શાંતિનિકેતનના ઉત્તરાયણમાં * વસતા કવિચિત્તની અભિજ્ઞતાનું ગુજરાતી ભાષામાં અવતરણ કરવાનું પ્રાપ્ત થાય છે!

એ જ ઉત્તરાયણમાં બેસીને એકવાર કવિમુખેથી આ વ્યાખ્યાનો સાંભળ્યા હતા તે જ વેળાએ એ વ્યાખ્યાનો ગુજરાતીમાં ઉતારવાનું બીજારોપણ થએલું.

અહીં આવ્યા પછી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના શ્રી હીરાલાલ પારેખની સૂચનાથી એ બીજારોપણને હક્ક મળી અને આજે તેનો પાક ગુજરાતના વિદ્વાનવર્ગ આગળ ધરતા હર્ષ થાય છે.

આ ભાષાંતર કરવામાં મુખ્યત્વે રવિબાબુનું જ સૂચવેલું ધોરણ જાળવ્યું છે.

"અનુવાદ સ્થળે સ્થળે વ્યાખ્યાનું રૂપ ધારણ કરે તો અન્યાય થાય, કારણ કે વ્યાખ્યા કરવા જતાં તેમાં અનુવાદકનો ભ્રમ ભેળવવાનો સંભવ છે. તેથી કરીને અનુવાદ અને વ્યાખ્યા સ્વતંત્ર રાખવાથી વાચકને સ્વતંત્ર વિચાર કરવાનો અવકાશ મળે છે. મૂળની જે વાતનો અર્થ સુસ્પષ્ટ ન હોય, તેને અનુવાદમાં જેમને તેમ રાખવાનું કર્તવ્ય સમજું છું."* ખાસ કરીને રવિબાબુના આવા તાત્ત્વિક ગ્રંથોનું ભાષાંતર કરતાં મુશ્કેલી એ નડે છે કે તેમણે યોજેલા કેટલાક પારિભાષિક શબ્દો, શબ્દની સાથે વિહરતી તેમની વાસ્તવિક પદાર્થને સ્પર્શ કરતી ગગનવિહારી કલ્પનાઓ, અને તર્કને ગુપ્ત રીતે જાળવીને વૈજ્ઞાનિક ધોરણે કાર્ય કરતી તેમની વિચારસરણી—એ બધી બાબતોને જેમને તેમ રાખવા જતાં કોઇક સ્થળે ક્લિષ્ટતા લાગવાનો સંભવ

---

* 'ઉત્તરાયણ' એમના મકાનનું નામ છે

* 'પ્રાચીન સાહિત્ય'—મૂળ બંગાળીનું પૃષ્ઠ ૮૬–૮૭

રહે. પરંતુ અહીંઆં બને તેટલે અંશે મૂળ શૈલીને સુસ્પષ્ટતાનું ધોરણ સાચવીને રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે.

અહીંઆ શરૂઆતમા જ એક બાબતનો ઉકેલ કરવો જરૂરી છે. આ ગ્રંથને રખેને કોઇ દાર્શનિક કે કોઈ તાત્ત્વિક 'વાદ'નો ગ્રથ સમજે. એમાં તો કેવળ રવિબાબુની "વ્યક્તિગત ચિત્તપ્રકૃતિની એક પ્રકારની વિશેષતા"ના આંતરિક વિકાસનો ચિતાર છે.

તેમના સાહિત્યના અભ્યાસીઓને માટે આ એક મહત્ત્વનો ગ્રંથ છે, કારણ કે પરિશિષ્ટમાં તેમણે પોતે પોતાનો આતરિક તેમજ કવિ-જીવનનો વિકાસ અમુક કાળ સુધી દર્શાવ્યો છે.

હિબર્ટ વ્યાખ્યાનો તરીકે 'Religion of Man' નામના ગ્રથ-માં તેમના ચિત્તની ભૂમિકા પ્રધાનતઃ પાશ્ચાત્ય શૈલીમાં રજૂ થઇ છે. તેમા તેમણે ઘણે અશે પશ્ચિમના ધોરણથી રજુઆત કરવાની પદ્ધતિ અનુસરી છે. પરંતુ કલકત્તા વિદ્યાપીઠમાં આપેલા આ વ્યા-ખ્યાનોમાં તેમની ભૂમિકા ભારતીય છે. તેથી પ્રથમના કરતા આ ગ્રથ આપણી ચિત્તપ્રકૃતિને વધારે અનુકૂળ થઈ પડે, વિશેષ બોધ-ગમ્ય થાય. આ જ વ્યાખ્યાનોને પાછાં અંગ્રેજીમા 'મૅન' નામે વૉલ્ટેર-મા તેમણે આપેલા

ગુજરાતની ધનપ્રિય ધર્મઘેલી પ્રજાને ધર્મની આ વિરાટ ભાવના કેટલે અંશે ગળે ઊતરશે એ તો કોણ જાણે. વળી કેટલાક કેવળ અધુનાતની વિચારકોને ધર્મને નામે સૂગ ચડે તો ય અસ્વાભાવિક ન ગણાય. પરંતુ સહૃદયતાથી આ પુસ્તકનું મનન કરનારને તેમા ધર્મનો વિરોધ કરવા માટે વિરોધ કરવામા કાંઇ ઉદારતા નહિ લાગે

પ્રયોજન અને પ્રયોજનાતીત, પરિમિત અને અપરિમિત, સીમા-ન્વિત અને અસીમ—એ દ્વંદ્વોની સ્પષ્ટ સમજણ અને તેમના સુસંવાદમા જ જીવનની સાર્થકતા છે. એ સંવાદ જાળવવા માટે ક્ષણે ક્ષણે કરવી પડતી તપશ્ચા, જાગ્રત રહીને સાચવવું પડતું સમધારણ, એ જ ધર્મા-ચરણ છે. અને આ ધર્મ માનવધર્મ છે, માનવને શક્ય ધર્મ છે. જે

સીમાને સ્વીકારીને તેમાં મશગૂલ રહે છે, તેને તેમાં જ પોતાના જીવનનું 'અથ-ઇતિ' લાગે છે, પરંતુ અસીમનું આહ્વાન સાંભળીને જેઓ પોતાના જીવનનું વિસર્જન કરી શક્યા છે, તેમને જ આપણે સાચા માનવ-મહાત્મા-ગણ્યા છે. એ આંતરિક વિરાટના આહ્વાનને ઝીલવું એ જ ધર્મ છે. અસ્તુ!

'કમળા વ્યાખ્યાનમાળા' માંના રવિબાબુના આ પુસ્તકનું ભાષાંતર કરવાની પરવાનગી આપવા બદલ કલકત્તા યુનિવર્સિટીના સંચાલકોનો આભારી છું.

આ ભાષાંતર કાળજીપૂર્વક વાંચી જઇને સુધારાવધારા સૂચવવા માટે વડીલ બંધુ શ્રી અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીનો આભાર માનું છું.

ઉત્તરાયણ, ૧૯૯૪. **જયંતીલાલ આચાર્ય.**

# ભૂમિકા

મનુષ્યની એક દિશા એવી છે, જ્યાં તે વિષયબુદ્ધિદ્વારા પોતાની સિદ્ધિ શોધે છે ત્યાં પોતાના વ્યક્તિગત જીવનનિર્વાહને અંગે તેનું જ્ઞાન, તેનું કર્મ, તેની સર્જનશક્તિ સંપૂર્ણપણે રોકાએલાં હોય છે ત્યાં તે જીવરૂપે જીવવા ઇચ્છે છે

પરંતુ મનુષ્યની બીજી પણ એક દિશા છે, જે આ વ્યક્તિગત વિષયદૃષ્ટિની બહાર છે ત્યાં જીવનનિર્વાહના આદર્શની દૃષ્ટિથી જેને આપણે ક્ષતિ ગણીએ છીએ, તે લાભ હોય છે, જેને મૃત્યુ ગણીએ છીએ, તે અમરતા હોય છે ત્યાં વર્તમાન કાળને માટે વસ્તુનો સંઘરો કર્યા કરતાં અનિશ્ચિત કાળને માટે આત્મત્યાગ કરવાનું મૂલ્ય વધારે હોય છે ત્યાં જ્ઞાન તાત્કાલિક પ્રયોજનની સીમા વટાવી જાય છે અને કર્મ સ્વાર્થની પ્રવર્તનાનો અસ્વીકાર કરે છે ત્યાં પોતાના અંગત જીવન કરતાં જે મહાન જીવન છે, તેમાં માનવ જીવવા ઇચ્છે છે

સ્વાર્થ આપણને જે સઘળા પ્રયાસો તરફ દોરી જાય છે તેની મૂળ પ્રેરણા જોઈશું તો જડપ્રકૃતિમાં જણાશે. જે આપણને ત્યાગ તરફ, તપસ્યા તરફ લઈ જાય, તેજ માનવતા છે, માનવનો ધર્મ છે

કયા માનવનો ધર્મ? આમાં કોનો પરિચય મળે છે! સાધારણ માનવનો આ ધર્મ નથી, નહિ તો તેને માટે સાધના ન કરવી પડત

આપણા અંતરમાં એવો કોઈ એક જરૂર છે, જે માનવ હોવા ઉપરાંત વ્યક્તિગત માનવને વટાવીને सदा जनानां हृदये संनिविष्ट — સર્વે જનોના હૃદયમાં રહેલો છે તે છે સર્વ જનોના સર્વ કાળના માનવ તેમના જ આકર્ષણથી માનવના વિચારમાં, ભાવમાં, કર્મમાં સર્વમાનવતાનો આવિર્ભાવ જણાય છે મહાત્મા પુરુષો તેમને સહજ ભાવે સર્વે મનુષ્યોમાં અનુભવે છે, તેમના પ્રેમથી સહજમાં જીવન સમર્પણ કરે છે તે અંતરસ્થ માનવની ઉપલબ્ધિથી જ માનવ પોતાની વ્યક્તિ-સીમા વટાવીને માનવસીમામાં પહોંચે છે. તે માનવની ઉપલબ્ધિ

બધે ય સરખી હોતી નથી, અને ઘણે સ્થળે તે વિકૃત હોવાથી સઘળા મનુષ્યો હજુ ય સાચા માનવ થયા નથી. પરંતુ તેમનું આકર્ષણ નિરંતર માણસના અંતરમાં થઇ રહ્યું છે. તેથી જ આત્મપ્રકાશની આશામા અને પ્રયાસમાં માણસ ક્યાય સીમાનો સ્વીકાર કરતો નથી. તે માનવની જ પ્રત્યેક જુદે જુદે નામે પૂજા કરે છે, તેમને જ તે કહે છે "एष देवो विश्वकर्मा महात्मा"—આજ દેવ વિશ્વકર્મા મહાત્મા છે. સર્વે માનવના ઐક્યમાં પોતાની વિચ્છિન્નતાને વટાવીને તેમને મેળવવાની આશાથી તે તેમની પ્રાર્થના કરે છે—

स देव:, स नो बुद्धया शुभया सयुनक्तु।

તે જ માનવ છે, તે જ દેવતા છે, य एकः—જે એક છે. તેમને વિષે જ આ વ્યાખ્યાનોમાં વિચાર્યું છે.

૧૮મી માઘ, ૧૩૩૭.                                        રવીન્દ્રનાથ ઠાકુર

# માનવધર્મ

## ૧

બહારની બાજુ થઈને મીઠો રસ્તો ચાલ્યો જતો હતો. [illegible] પોતાનામા ખાસ કોઈ અર્થ હતો નહિ. એમ કરતા કરતા તે આવી પહોંચ્યો ઘરમા, અને ત્યા તેને અર્થ મળી આવ્યો. હવે શરૂ થઈ અંદરની લીલા. સમગ્ર સૃષ્ટિનો વ્યાપાર માનસના અંતરમા આવી પહોંચ્યો, કર્મવિધિમા પરિવર્તન થવા લાગ્યુ અને તેની ધારા અંતર તરફ વહેવા લાગી. મોટે ભાગે પ્રાણીઓના દેહની દૃષ્ટિથી અભિવ્યક્તિ (Evolution) થઈ રહી હતી. આ પ્રક્રિયાનો સવળો ઝોક માનવમા આવીને તેના મન તરફ વળ્યો. પહેલા કરતા એક મોટો ફેર જણાવા લાગ્યો. દેહે દેહે જીવ સ્વતંત્ર, સહુ પોતપોતાના દેહના રક્ષણમા મશગૂલ અને તેને પરિણામે પ્રબળ પ્રતિયોગિતા (પ્રતિસ્પર્ધા–Competition). પ્રત્યેક મનની સાથે માનવ પોતાનો મેળ મેળવે છે અને તેને માટે ઝંખે છે, જ્યા સુધી તે મેળ ન મળે ત્યા સુધી તે પોતાની જાતને અકૃતાર્થ માને છે. તેની સફળતા સહયોગિતા (Co operation)મા છે. તે સમજે છે કે સહુમા રહેલો તે એક છે, તે જાણે છે કે તેના પોતાના મનને જાણવાને જ્યારે વિશ્વમાનવમન યાચના કરે, તેને પ્રમાણિત કરે, ત્યારે તેનુ સાચુ મૂલ્ય છે. તે જોઈ શકે છે કે જ્ઞાનમા, કર્મમા, વિચારમા જેટલે અંશે તે બધાય સાથે યુક્ત થઈ શકે તેટલે અંશે તે સત્ય થાય છે. યોગની આ પૂર્ણતાને લઈને જ માનવસંસ્કૃતિ પ્રગટે છે. આથી માનવની જે અભિવ્યક્તિ ખાસ તેના વ્યક્તિગત મનની ન હોય, પરંતુ જેને સર્વ કાળના સર્વે માનવો પોતાની તરીકે સ્વીકારી શકે, તે જ તેની શ્રેષ્ઠ અભિવ્યક્તિ ગણાય. બુદ્ધિની બર્બરતા એટલે શાશ્વત કાળમા સર્વજનીન માનવમન જેને સંમતિ આપી શકે નહિ એવા મતો અને કર્માચરણનો સ્વીકાર. આ સર્વજનીન મનની ઉત્તરોત્તર વિશુદ્ધિ દ્વારા તેની ઉપલબ્ધિ

કરવામા જ માનવસંસ્કૃતિનો ઉત્કર્ષ રહેલો છે માનવ પોતાની ઉન્નતિ ની સાથે સાથે પોતાની વ્યક્તિસીમાને ઓળંગીને બૃહત્ માનવ થતો જાય છે આ બૃહત્ માનવની સાધના એ જ તેની શ્રેષ્ઠ સાધના છે. આ બૃહત્ માનવ અન્તરનો માનવ છે બહાર અનેક દેશની, અનેક સમાજની અનેક જાતિઓ છે, પરન્તુ અંતરમા રહેલો માનવ એક છે

ઇતિહાસમા જોવામા આવે છે કે માનવની આત્મોપલબ્ધિ બહારથી અંતર તરફ આપમેળે જ વળેલી છે. આ અંતરની દિશામા તેનું વિરાટ માનવરૂપ (વિશ્વજનીનતા) છે, ત્યા જડ પદાર્થોની વાડ ઓળંગીને તે વિશ્વમાનસલોકમા પહોચે છે આ લોકમા તેની વાણી છે, તેની શ્રી છે, તેની મુક્તિ છે. એક વખત સફળતા મેળવવા માટે તે મંત્રતંત્ર અને ક્રિયાકાંડ દ્વારા બાહ્ય પરીક્ષામા મશગૂલ હતો, પરંતુ અંતિમ સાર્થકતા પામવા માટે તે બોલી ઊઠયો "તપસ્યા બહારનાં અનુષ્ઠાનોમા નથી, સત્યનું અનુસરણ એ જ તપસ્યા છે" ગીતાની ભાષામા ઘોષણા કરીને તેણે જણાવ્યુ કે દ્રવ્યમય યજ્ઞ કરતા જ્ઞાન યજ્ઞમા જ શ્રેય છે, ખ્રીસ્તની વાણીમા તેણે સાંભળ્યુ કે બાહ્ય વિધિ નિષેધોમા પવિત્રતા રહેલી નથી, પવિત્રતા તો ચિત્તની નિર્મળતામા છે જ્યારે આ ઘોષણા તેણે સાંભળી ત્યારે માનવના રુદ્ધ મનમા વિશ્વમાનવચિત્તની જાગૃતિનો આરંભ થયો તેની આંતર સત્તાનો એ બોધ દૈહિક સત્તાની ભેદસીમા છોડીને દેશમા તેમજ કાળમા સર્વે માનવના અંતર ઐક્ય તરફ પ્રસરવા લાગ્યો આ બોધનુ તાત્પર્ય એ છે કે, જે માનવ પોતાના આત્મામા બીજાના આત્માને અને બીજાના આત્મામા પોતાના આત્માને જાણે છે, તે જ સત્યને જાણે છે

પ્રત્યેક માનવમા બે ભાવ રહેલા છે એક છે તેનો અહંભાવ–વ્યક્તિતત્ત્વ–('જીવભાવ) અને બીજો છે સર્વભાવ–વિરાટતત્ત્વ–('વિશ્વભાવ') આ બનેમાનો પ્રથમ ભાવ પોતાની આજુબાજુમા જ બદ્ધ છે, તે કેવળ સમય પૂરતી જરૂરિયાતને કેન્દ્ર ગણીને પ્રદક્ષિણા કરે છે, પરંતુ જે સત્તા માનવમા રહેલા આ અહંભાવને વટાવી ગઈ છે, તે

આ દેહનું પરમ રહસ્યમય આજ્ઞાન તેમના દરેકની પાસેથી તેમનું આ ત્મનિવેદન અધિકારપૂર્વક ઝંખે છે. ત્યાં તેઓમાંનો દરેક પોતાના સ્વ તંત્ર જીવનની સીમામાં રહ્યો હોય છે, ત્યાં કાંઈ રહસ્ય હોતું નથી. પરં ત્યાં પોતાની વ્યક્તિગત જીવનસીમાને ઓળંગીને તેઓ સમસ્ત દેહના જીવનમાં જીવે છે, ત્યાં તેઓ આશ્ચર્યકારક છે, ત્યાં તેઓ પોતપોતાના સ્વતંત્ર જન્મમરણમાં જ કેવળ બંધાએલા નથી.ત્યાં જ તેમની સાર્થકતા છે.

સંભળાય છે કે સાત સાત વર્ષને આંતરે મનુષ્યના દેહમાં રહેલા આ જીવકોષમાં પરિવર્તન થાય છે. તેઓ બધા વિદાય લે છે, એટલે કે તેમની નિરાળી સત્તા રહેતી નથી, પરંતુ તેમનામાં રહેલી જે સત્તા સમસ્ત દેહના આયુષ્યમાં વ્યાપ્ત છે, એટલે કે જે તેમના પોતાના દેહની નહિ પરંતુ વિશ્વદેહની છે, તે સત્તા સમગ્ર દેહના જીવનપ્રવાહ-માં ટકી રહે છે.

કોઇ કોઈ વાર દેહમાં કર્કરોગ (કૅન્સર)થાય છે. તે રોગ તદ્દન સ્વતંત્ર છે. આપણે કહી શકીએ કે તેમાં દેહાત્મબોધ નથી. સમગ્ર દેહને તે પ્રતિકૂળ છે. આને જ આપણે દેહને માટે અશુભ ગણી શકીએ.

માનવના દેહના જીવકોષને જો આત્મબોધ હોત તો એક બા જુથી ક્ષુદ્રભાવે તેઓ પોતાને સ્વતંત્ર જાણત, અને બીજી બાજુથ બૃહત્ ભાવે સમગ્ર દેહરૂપે જાણત. પરંતુ આ રીતે જે જાણત તે અનુભવમાં, કલ્પનામા,—કારણ કે દેહને પ્રત્યક્ષ રીતે સંપૂર્ણપણે જાણવો શક્ય ન થાત. વળી આ દેહ કેવળ વર્તમાનમાં જ અધિષ્ઠિત છે તેમ નથી. તેનો અતીતકાળ પણ તેનામા રહ્યો છે, અને ભવિષ્યની અપેક્ષા પણ તે રાખે છે. આ ઉપરાંત વળી એક અતીન્દ્રિય તત્ત્વ તેમાં રહ્યું છે, તેને આપણે સર્વદેહવ્યાપી કલ્યાણ અને સ્વાસ્થ્ય કહીએ છીએ. આપણે એનું પૃથક્કરણ કરી શકીએ તેમ નથી. તે ઉપરાંત દેહના સમગ્ર જીવનની રક્ષા કરવાનો ગંભીરતર પ્રયત્ન પ્રત્યેક જીવકોષ કરતો હોય છે. સ્વાસ્થ્ય સાચવવાનો આ પ્રયત્ન કરવામાં જ્યારે શરીર માંદગીની સ્થિતિમાં હોય છે, ત્યારે દેશભક્ત જેવી રીતે દેશને માટે

પ્રાણ આપે છે, તેની રીતે સર્વ દેહના શત્રુઓને મારવામાં છ્વકોષો પણ પોતાના પ્રાણ અર્પણ કરે છે. આ પ્રયત્નનું રહસ્ય તપાસતાં જણાય છે કે આ ક્ષુદ્ર દેહોનું ચરમ લક્ષ્ય, અર્થાત્ પરમ ધર્મ એવા એક પદાર્થને અનુલક્ષીને છે, એવા એક આશ્રયનો આશરો લેવા તરફ છે, જેને તેમનો વિચ્છેદ કહી શકાય.

માનવે પણ પોતાના અંતરના ગભીરતર પ્રયત્નને લક્ષીને અનુભવ્યું છે કે તે કેવળ વ્યક્તિગત માનવ નથી, પરંતુ વિશ્વગત વિરાટ માનવની સાથે એક છે. તે જ વિરાટ માનવ अविभक्तय भूतेषु विभक्तमिव च स्थितम्। તે વિરાટ માનવની જ પ્રેરણાથી વ્યક્તિગત માનવ એવાં કાર્યો કરવા પ્રેરાય છે, જે તેની ભૌતિક સીમા ઓળંગવા માટેનાં હોય. આવાં કાર્યોને તે સારાં, સુંદર, શ્રેષ્ઠ કહીને સંબોધે છે, અને તે કેવળ સમાજરક્ષાની દૃષ્ટિથી નહિ, પરંતુ પોતાના આત્માની પરિપૂર્ણ પરિતૃપ્તિને ખાતર.

ઈંડામાં પંખીનું બચ્ચું હોય છે. તેને અંગે આગામી પાંખની સૂચના જોવામાં આવે છે. ઈંડામાં જ બદ્ધ રહેલા પંખીના જીવનને તે પાંખોનો કશો ય અર્થ નથી, ત્યાં તો છે કેવળ પાંખનો અવિચલિત પ્રતિવાદ. આ અપરિણત પાંખનો સંકેત જણાવે છે કે ઈંડાની બહાર સત્યની જે પૂર્ણતા આજ પણ પંખીને પોતાને અપ્રત્યક્ષ છે, તે જ મુક્ત સત્યમાં સંચરવામાં પંખીના જીવનની સાર્થકતા રહેલી છે. તે જ પ્રમાણે માનવની ચિત્તવૃત્તિમાં રહેલી ઉત્સુકતા જ્યાં પૂર્ણ સત્યની સાક્ષી આપે છે, ત્યાં જ તેના વ્યક્તિગત સ્વાતંત્ર્યમાંથી મુક્તિ અનુભવી શકાય છે. ત્યાં તે વિશ્વાભિમુખી બને છે.

ધારો કે જીવ જાણે જીવયાત્રારૂપી રેલગાડીમાં જન્મે છે, જીવે છે અને મરે છે. સાંકડા લક્ષ્યપથે બાંધેલા રસ્તે થઈને આ ગાડી ચાલે છે. આ જીવરૂપી જંતુનું માથું ગાડીના નળીઆની સમાનરેખાએ છે તેનો આહારવિહાર વગેરે ગાડીની સીમામાંથી નીચે વળીને તે મેળવી લે છે. કેવળ આટલામાં ય તેને અનેક બાધા, અનેક વિપત્તિઓ

રાજીખુશીથી મળી લીધી. ચાલતા દીર્ઘ દેહના ભારનું વહન તેણે પેલા બે પગ ઉપર કર્યું એ ક્રિયા સહજસાધ્ય નથી એ વાત બાળકોના શરૂઆતના ચાલવાનો અભ્યાસ જોવાથી સમજી શકાશે. વૃદ્ધાવસ્થામાં લાકડીનો ટેકો લેવો પડે છે એ પણ એનું બીજું પ્રમાણ છે. ચોપગું પ્રાણી જેટલી સહેલાઈથી ભાર વહન કરી શકે છે તેટલી સહેલાઈથી માણસ નથી કરી શકતો એ પણ જોવામાં આવે છે. આથી જ પારકા પર પોતાનો બોજો લાદવાના અનેક ઉપાયો માનવે શોધી કાઢ્યા છે. આ જાતનો સુયોગ મળ્યો છે તેથી જ તો તેણે બને તેટલો ભાર ઉપજાવી કાઢ્યો છે—તેને પરિમિત કરવાનો પ્રયત્ન પણ થતો જણાતો નથી! માનવની ચાલ સહજ નથી, તેના દાખલા વારંવાર મળી આવે છે. ધક્કો વાગવાથી પોતાના શરીરને નુકસાન થવાની અથવા ગાંભીર્યહાનિની જે શંકા માનવને રહે છે, તે બીજાં પ્રાણીઓને હોતી નથી. વળી દાક્તરો જણાવે છે કે માનવ સીધો ટટાર ચાલતો ('ઉત્તાનબંગી') થયો છે તેથી તેના આદિ નીચે નમેલા ('અવતત') દેહના ઘણા યત્રોને રોગનાં કષ્ટ ભોગવવા પડે છે. છતાં ય માનવ ધૃષ્ટતા કરીને ઊભો થયો.

પ્રાણીઓનો દેહ નીચેની તરફ ઝૂકી પડેલો હોવાથી તેઓ વસ્તુઓને ખંડિતભાવે જુએ છે. તેમના જોવાની સાથે તેમની ઘ્રાણેન્દ્રિય મેળ સાધે છે. આંખથી જોવું સરખામણીમાં અનાસક્ત છે, જ્ઞાનના રાજ્યમાં તેનો પ્રભાવ વધારે છે. ઘ્રાણની અનુભૂતિ દેહવૃત્તિની સંકીર્ણ સીમામાં છે. દૃષ્ટિ અને ઘ્રાણદ્વારા પ્રાણીઓ વસ્તુઓનો જે પરિચય મેળવે છે તે ખાસ કરીને તાત્કાલિક પ્રયોજન પૂરતો હોય છે. માથું ઊંચું કરીને માનવે કેવળ વસ્તુને નહિ, પરંતુ દૃશ્યને અથવા અનેક વસ્તુઓના ઐક્યને જોયું. અને આ અખંડ વિસ્તારના કેન્દ્રસ્થાનમાં પોતાની જાતને તેણે જોઈ. આને કહી શકાય મુક્તદૃષ્ટિ. ખડા થએલા માનવને માટે નિકટના કરતા દૂરની કિંમત વધારે છે. અજ્ઞાત, અચિંતનીયની દિશામાં તેનું મન પ્રવૃત્ત થયું છે.

આ જ વિસ્મયની વાત છે પેટ ન ભરાય છતાં આ આનંદ ગમે. આ આનંદ વિષયને મહત્ત્વ આપીને પામે છે તેમ નથી, પરંતુ પોતાની જ જાતને સત્યરૂપે પામે છે તેથી તે આનંદ થાય છે માનવજીવનમાં રહેલો જે વિભાગ અહેતુક અનુરાગનો છે, એટલે કે પોતાના બહારની સાથે અનુરાગના યોગનો છે, તેનો પુરસ્કાર તેના પોતાનામાં જ રહે છે કારણ કે તે યોગ આ પ્રકારમાં જ આત્માનું સત્ય છે

न वा अरे पुत्रस्य कामाय पुत्रः प्रिया भवति, आत्मनस्तु कामाय पुत्रः प्रिया भवति।

માનવેતર જીવજગતમાં ચેતન્યની નિહારિકા અસ્પષ્ટ તેજથી વ્યાપેલી છે પરંતુ એ ચૈતન્યની નિહારિકા માનવમાં કેન્દ્રીભૂત થઈને ઉજ્જ્વળ રીતે બોલી ઊઠી अयमहं भोः । તે દિવસથી માંડીને માનવ ઇતિહાસમાં અનેક ભાવે અનેક રૂપે અનેક ભાષામાં ‘હું કોણ છું?’ એ પ્રશ્નનો ઉત્તર દેવાની શરૂઆત થઈ ગઈ એ પ્રશ્નના યથાર્થ ઉત્તરમાં માનવનો આનંદ છે, તેનું ગૌરવ છે અન્ય પ્રાણીઓનો ઉત્તર તેમના દેહની વ્યવસ્થાની યથાયોગ્યતામાં મળી આવે છે સનાતન રાશિ પશુની માફક સ્થૂલ વ્યવહારમાં જો તેને કાંઈ પણ બાહ્ય અડચણ ન નડે, તો પોતાની સાર્થકતા વિષે તેને કાંઈ સંશય રહેતો નથી પરંતુ માનવ કેવી રીતે યથાર્થ માનવ થઈ શકે એ વિષે બર્બરદશાથી માંડીને સભ્ય અવસ્થા પર્યંત કેટલાય વિચારો, કેટલાય પ્રયાસો થઈ ચૂક્યા છે તે પ્રાકૃતિક નથી એવું તેને ભાન થયું છે તેનામાં એક પ્રકારનું રહસ્ય રહેલું છે આ રહસ્યનું આવરણ જેમ જેમ ખુલતું જશે તેમ તેમ તે પોતાની જાતને ઓળખતો જશે સૈકાઓના સૈકાઓથી આ પ્રયાસ ચાલી રહ્યો છે કેટલાય ધર્મનો, કેટલાય અનુષ્ઠાન થયાં, પરંતુ સહજ પ્રવૃત્તિનો વિરોધ કરીને તે સિદ્ધ કરવા ઇચ્છે છે કે તે બહારથી જેવો દેખાય છે તેના કરતાં ભીતરમાં મહાન છે માનવ પોતાના મનમાં એવી કોઈ એક સત્તાના સ્વરૂપને ગ્રહણ કરવાને પ્રયત્નશીલ છે, જે સત્તા આદર્શરૂપે તેના કરતાં મહાન હોય, છતાં નિયમ થકી

વિસ્તૃત થયો હશે, ત્યાં મનુષ્યની વિદ્યા, તેની સાધના સકળ કાળના સકળ માનવને વરીને થતી હશે.

ભવિષ્ય કાળ અસીમ છે, અતીત પણ અસીમ છે. આ બન્ને દિશાઓમાં માનવનું મન ખૂબ આકર્ષાય છે. पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम्,—જે ભૂત છે, જે ભાવિ છે, તે બધું જ તે પુરુષ છે. માનવ પ્રેમપૂર્વક વિચારે છે કે ક્યારેક એક કાળે તેનો શ્રેષ્ઠતાનો આદર્શ પૂર્વકાળમાં હતો. તેથી લગભગ બધી જાતિઓના પુરાણોમાં જણાય છે કે સત્યયુગની કલ્પના અતીતકાળમાં છે. તે ધારે છે કે જે આજે તેની ઉપલબ્ધિ અપૂર્ણ હોય છે, તે કોઈ એક દૂર કાળમાં પરિપૂર્ણ અખંડ વિશુદ્ધ આકારમાં હતી. એ પુરાણના વૃત્તાંતમાં મનુષ્યની આકાંક્ષા જે આદિમાં વ્યક્ત થાય છે, જેની પ્રતિમા અસીમમાં છે. તે જ ભવિષ્યમાં પ્રમાણિત થતી જશે. જેવી રીતે કોઈ એક જ્ઞાન પૂર્વે સંપૂર્ણ રીતે જણાયું હોય પરંતુ ત્યારથી જ તે ક્રમશઃ પ્રમાણમાં આવતું જાય છે, તેવી રીતે આ બાબતમાં છે. માનવતાનો આદર્શ એક બાજુ સમાપ્ત છે, બીજી બાજુ ઉપલભ્યમાન છે. હાલના જમાનામાં માનવ ભૂતકાળમાં સત્યયુગ થયો હતો એમ માનતો નથી, છતાં તેના સઘળા પ્રકારના શ્રેયસ્કર કાર્યોમાં અનાગતકાળના સત્યયુગની તીવ્ર ઝંખના પ્રચ્છન્નભાવે રહેલી જણાય છે. કોઈ એક વ્યક્તિ નાસ્તિક હોઈ શકે, પરંતુ તે નાસ્તિક જેને સત્ય માને છે તેને દૂર દેશના ભાવિકાળમાં સાર્થક કરવા માટે તે પ્રાણ આપવા તૈયાર થઈ જાય છે. આના ઘણાય દૃષ્ટાંતો મળી આવે છે. અગોચર ભવિષ્યકાળમાં પોતાની જાતને સત્યસ્વરૂપે અનુભવવાના હેતુથી પોતાના પ્રત્યક્ષ વર્તમાનનું વિસર્જન કરવામાં તે હાનિ માનતો નથી,

त्रिपादस्यामृतं दिवि —

પૂર્ણ પુરુષનો મોટો ભાગ હજુય અવ્યક્ત છે. તેમને જ વ્યક્ત કરવાની તીવ્ર ઝંખના ભવિષ્યની દિશામાં સતત થઈ રહી છે. પૂર્ણ આગંતુક છે. તેમનો રથ દોડી રહ્યો છે, પણ હજુ પોતે આવી પહોંચ્યા

નથી જનૈયા આવે છે, યુગયુગથી પ્રતીક્ષા કરે છે વરના વાજા દૂરથી સભળાય છે તેમને દોરવા માટે દૂત લોક દુર્ગમ રસ્તે ચાલી રહ્યા છે આવા અનિશ્ચિત આગામી તરફ મનુષ્યનો જે જીવના સાગનો આગ્રહ, આવા અનિશ્ચિતમા અનાગતમા તેનું ચિરનિશ્ચિતનુ અકલાન સધાન,—એવા સંકટભર્યા રસ્તે વારવાર મુશ્કેલીઓ પામ્યા છતા, કોકટ શ્રમ થયા છતા, માનવ પોતાની યાત્રાબધ કરી શકતો નથી આવા અવિશ્રાન્ત પ્રયત્નને મ્વળ ઘેનછા જ ગણી શકાત, પરતુ માનવે તો તેને જ મહત્ત્વ આપ્યુ છે ત્યારે આ મહત્ત્વનો આશ્રય કયા? જેવી રીતે અંધારા ઘરમા ઊગેલા ઝાડની પ્રત્યેક ડાળીની સ્વાભાવિક વ્યાકુળતા દીવાલની પેલી પારના પ્રકાશ તરફ હોય છે, તેવી રીતે માનવમનનું આકર્ષણ પણુ કોઇ એક અલક્ષ્ય પરિપૂર્ણતાની દિશામા જોવામા આવે છે પ્રકાશ જેમ સત્ય છે, તેમ પૂર્ણનુ આકર્ષણ જ્યાથી સતત પ્રેરિત છે તે પણ જો સત્ય ન હોત તો આજીવિકાના પ્રયોજન ઉપરાંત આત્માના ઉત્કર્ષને માટે જે કાઇ વિચારો કે કાર્યો કરે છે તેનો કાઇ અર્થ જ રહેત નહિ આ સત્યનો આપણે ક્ષણે ક્ષણે આપણા સંકલ્પમા, ધ્યાનમા, આદર્શમા સાક્ષાત્કાર કરીએ છીએ એ અભાવનીય પર્ણને આપણે દુ ખની દીપ્તિમા, મૃત્યુના ગૌરવમા નિહાળી શકીએ છીએ તેણે આપણા જ્ઞાનને ઘરની દીવાલ તોડીને બૃહત્ ક્ષેત્રમા મુક્તિ દીધી છે, નહિ તો પરમાણુતત્ત્વના કરતા પાકપ્રણાલીનો માણસે વધારે આદર કર્યો હોત સીમાબદ્ધ સૃષ્ટિને માનવ પ્રત્યક્ષ રૂપે જોઈ શકે છે, તેનો ઉપયોગ પણ કરે છે, પરતુ તેનુ મન કહે છે કે આ સઘળાનુ સત્ય રહ્યુ છે સીમાની પેલી પાર આ સીમાને જો પ્રશ્ન પૂછીએ તો તેનો છેવટનો ઉત્તર આ સીમામા જ મળતો નથી

છાન્દોગ્ય ઉપનિષદમા એક કથા છે ક્ષત્રિય રાજા પ્રવાહણની સામે બે બ્રાહ્મણોએ ચર્ચા ઉપાડી કે સામગાનમા જે રહસ્ય રહેલું છે તેની પ્રતિષ્ઠા કયા?

દાલ્ભ્ય બોલ્યા, 'આ પૃથ્વીમા જ' સ્થૂલ પ્રત્યક્ષ જ સમસ્ત

રહસ્યનો છેવટનો આશ્રય છે, એવો કદાચ દાલ્ભ્યનો મત હતો.

પ્રવાહણે જણાવ્યું 'ત્યારે તો તમારૂં મત્ય અતનાન થયું, સીમામાં આવીને અટકી પડ્યું!'

એમાં વાંધો શો? વાંધો એ કે સીમામાં માનવની જીજ્ઞાસા અસમાપ્ત રહી જાય છે. કોઈપણ પ્રકારની સીમાને જો માનવે ચરમ વસ્તુ માની હોત, તો તેનું ભૌતિક વિજ્ઞાન પણ ઘણા સમય પહેલાં જ ઘાટે લંગર નાખીને યાત્રા પૂરી કરી રહ્યું હોત. એકવાર ભૌતિક શાસ્ત્રવેત્તાઓએ જણાવ્યું હતું કે ભૌતિક વિશ્વના મૂળ ઉપાદાનસ્વરૂપ આદિ ભૂતોને તેમણે બરાબર સૂક્ષ્મપણે પકડ્યા છે. અને છેવટે એક પછી એક આવરણ ખુલવાથી એવી સ્થિતિએ તેઓ આવી પહોંચ્યા, જ્યાંથી આગળ પૃથક્કરણ થઈ શકે નહિ. પણ બોલવાથી શું થાય? અંતરમાં બેઠા છે પેલા **પ્રવાહણ** રાજા. માનવના બધા ય પ્રશ્નોને સીમામાંથી દૂરતર ક્ષેત્રમાં તે વહન કરતા આવ્યા છે તેમણે જણાવ્યું,—

अप्रतिष्ठित वै किल ते साम, अन्तवद्वै किल ते साम।

આદિભૂતોની જે વસ્તુસીમાથી પ્રશ્ન અટક્યો હતો તે સીમા પણ ઓળંગાઈ આજે માનવના ભૌતિકશાસ્ત્રોની ચરમ ઉપલબ્ધિ ગાણિતિક ચિહ્નસંકેતના સમીકરણોમાં આવી પહોંચી છે, કોઈ બોધગમ્યતામાં નહિ. એક વાર પ્રકાશના તત્ત્વને માનવે અતીન્દ્રિયતામાં સ્થાપ્યું હતું. અદ્ભુત વાત સાંભળવામાં આવી કે ઈથર (ether)-ના તરંગપદાર્થને જ આપણે પ્રકાશરૂપે અનુભવીએ છીએ. છતાં ય ઈથર એટલે શું, એ પ્રશ્નનો બોધની ભાષામાં કાંઈ પત્તો લાગ્યો નહિ. જે પ્રકાશ આપણી દૃષ્ટિના ક્ષેત્રમાં બધા ભૌતિક પદાર્થોને પ્રકાશિત કરે છે, તે પણ કોઈ એવા પદાર્થનો પ્રકાશ જણાયો જે સંપૂર્ણપણે ભૌતિક ધર્મથી અતીત હોય; કેવળ વ્યવહારથી જ જાણી શકાય છે કે તે પદાર્થમાં અનેક છંદના તરંગ એવે છે. પરંતુ **પ્રવાહણ**ની ગણના અટકી નહિ. જણાઈ આવ્યું કે કેવળ તરંગધર્મી ગણવાથી પ્રકાશના ચરિત્રનો પૂરો મેળ નહિ મળે, તે સાથે સાથે કણિકાધર્મી પણ છે.

આવી બધી પરસ્પર વિરોધી વાતો માનવની સહજ બુદ્ધિની, તેની સહજ ભાષાની સીમાની બહારની વાતો છે. છતાં બોધાતીતના અગાધ જળમાં માણસને બીક ન લાગી. પત્થરની દીવાલને તેણે વિદ્યુત્કણાનું નિરંતર નૃત્ય માની. તેના મનમાં સંદેહ પણ ન થયો કે હું પાગલ તો નથી થઇ ગયોને? મનમાં ન થયું કે કદાચ પ્રજ્ઞા, જેને અંગ્રેજીમા **reason** કહે છે, તે માનસ-સરકસની ગુલાટોની ખેલાડી તો નહિ હોય —બધી વસ્તુઓને તદ્દન ઉલટાવીને જણાવવી એ તો તેનો ધંધો નહિ હોય! જો પશુઓ વિચારક હોત તો માણસને તેઓ જન્મપાગલ ગણત. વસ્તુતઃ મનુષ્યનું વિજ્ઞાન સર્વે મનુષ્યોને પાગલ થઇ ગએલા ગણે છે. તે જણાવે છે કે માણસ જેને જે રીતે ઓળખે છે તેમ માને છે, તે તેમ નથી; સાચી રીતે તેથી તદ્દન ઊલટું જ છે. બીજાં પ્રાણીઓ સાચે પોતાના જ ઉપર આવું અપકીર્તિકારક તહોમત મૂકત નહિ. તેમના બોધને માટે જે કાંઈ જે પ્રમાણે છે તે તે રીતે જ છે, એટલે કે તેમની પાસે કેવળ તથ્ય છે, તેમની અવિચલિત નિષ્ઠા કેવળ પ્રતીય-માન તરફ છે. તેમના જગતનું રહેઠાણ કેવળ સપાટી પરનું છે. તેમની સઘળી જવાબદારી તે એક તળીયાના વાસ પૂરતી છે. માનવજગતના રહેઠાણમાં ગભીરતા રહેલી છે; આ ગભીરતા તેના ભીતરમા જણાઇ આવે છે પ્રત્યક્ષ તથ્યની ઉપેક્ષા કરવી માનવને પાલવે નહિ, વળી સત્યની પણ ઉપેક્ષા ન થાય.

બીજાં બધાં પ્રાણીઓની જેમ તથ્ય માનવનું પાથેય છે, પરંતુ સત્ય તેનું ઐશ્વર્ય છે. ઐશ્વર્યનું ચરમ લક્ષ્ય અભાવ દૂર કરવાનું નથી, પણ મહિમાની ઉપલબ્ધિ કરવામા છે. તેથી જ ઐશ્વર્યાભિમાની માનવ બોલે છે,—

भूमैव सुखं नाल्पे सुखमस्ति।

ભૂમામાં—મહત્ત્વમાં—જ સુખ છે, અલ્પમા સુખ નથી.

આ તો પછી બેહિસાબી વાત થઇ. હિસાબી બુદ્ધિની દૃષ્ટિથી જે ઇચ્છીએ અને જે મળે, એ બે માપથી જે મળી આવે તેને જ

સુખ ગણવામા આવે છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે જે યથેષ્ટ છે તે જ મોટી મિજબાની સમાન છે. શાસ્ત્ર પણ જણાવે છે:

सतोषं परमास्थाय सुखार्थी सयतो भवेत्।

છતાં ય જોઇએ છીએ કે સંતોષમાં સુખ નથી, અને વળી સંતોષમાં જ સુખ છે, એમ બન્ને ઊલટી વાતો છે. તેનું કારણ કે માનવની સત્તામાં દ્વન્દ્વ છે. તેની જે સત્તા જીવસીમામા છે ત્યાં જેટલું આવશ્યક છે તેટલાથી જ તેને સુખ છે. પરંતુ અંતરમા અર્હમાનવ વિશ્વમાનવમા પ્રસરેલો છે તે દિશામા તે કેવળ સુખ ઉપરાંત કાંઇક વધારે, ભૂમાને ચાહે છે. તેથી બધા જીવોમાં મનુષ્ય જ કેવળ અમિતાચારી છે તેને અમિત મેળવવું છે, અમિત દેવું છે. કારણકે તેનામાં રહેલો છે અમિત માનવ તે અમિત માનવ નથી સુખનો ભિખારી, નથી દુઃખનો કાયર. તે જ અમિત માનવ આરામના દ્વાર ભાંગીને માણસને કઠોર અવિરામ પ્રયત્ન કરવા તરફ ધકેલે છે. આપણા અંતરનો પેલા વામન માનવ આ સાંભળીને ધમાલ મચાવે છે. તે કકળી ઊઠે છે કે ઘરનુ ખાઇને નીકળ્યા વનના પાડાને મારવા! પરંતુ ઉપાય નથી. વિશ્વનો માનવ ઘરના માનવને જંગલી પાડાને વશ કરવા મોકલે છે, અને તે ય વળી, ઘરમા પૂરતુ ખાવાનુ ન હોવા છતા ય.

ઉપનિષદ્‌મા ભગવાન વિષે એક સવાલજવાબ છેઃ स भगवः कस्मिन् प्रतिष्ठितः?–તે ભગવાન ક્યા પ્રતિષ્ઠિત છે? જવાબ છે: स्वे महिम्नि,–પોતાના મહિમામા. આ મહિમા જ તેમનો સ્વભાવ છે એ સ્વભાવમા જ તેઓ આનન્દિત છે.

મનુષ્યનો આનંદ મહિમામા છે. તેથી જ ઉપર જણાવ્યુ, भूमैव सुखम्. પરંતુ જે સ્વભાવમા તેનો મહિમા છે, તે સ્વભાવને તે ઘણા વિરોધ દ્વારા પામે છે, પરમ સુખને તે પરમ દુ:ખ દ્વારા પામે છે. મનુષ્યની સહજ અવસ્થા અને સ્વભાવ વચ્ચે રોજ દ્વન્દ્વ ચાલે છે. તેથી જ ધર્મના માર્ગને, એટલે કે માનવના પરમ સ્વભાવના માર્ગને दुर्गं पथस्तत्कवयो वदन्ति।

પ્રાણીઓની જેવી અવસ્થા તેવો તેમનો સ્વભાવ હોય છે. તેમની જે ધારણા હોય, તેની પાછળ તેમની કામના પણ વિદ્રોહ કર્યા વિના જાય છે. તેમનુ જે મળતર છે તેથી વિશેષની તેમની માગણી નથી. પરંતુ માણસ જણાવે છે 'મારે વધારે જોઈશે.' નક્કી થએલાંમાં સીમા છે, વધારામા સીમા નથી. માણસની આજીવિકા બાંધેલા પગારમાં ચાલે છે, પણ વિશેષ મળતર દ્વારા તેનો મહિમા જણાય છે.

જીવધર્મના રક્ષણને માટે પણ મનુષ્યના પ્રયત્નોમા નિરંતર દ્વન્દ્વ ચાલે છે. આ દ્વન્દ્વ છે પ્રાણની સાથે અપ્રાણનો. અપ્રાણ આદિ છે, અપ્રાણ વિરાટ છે. પ્રાણને એ અપ્રાણ પાસેથી ખાદ્ય મેળવવું પડે છે, અનેક માલમસાલાઓથી દેહયંત્ર ઘડવુ પડે છે. આ અપ્રાણ નિષ્ઠુર મહાજન જેવો છે. તે ઉધાર આપે છે, પણ બળજબરીથી પાછુ લેવા માટે. તે પ્રાણને દેવાળીઓ કરીને પંચભૂતમા મેળવી દેવા ઇચ્છે છે.

આ પ્રાણ ધારણ કરવાના પ્રયત્નમા કેવળ અપ્રાણની સામે પ્રાણનો દ્વન્દ્વ થાય છે તેમ નથી, પરંતુ પરિમિતની સાથે અપરિમિતનો પણ દ્વન્દ્વ છે. જીવન ટકાવવા માટે પણ તે વિશેષ મળતરની માગણી કરે છે. પોતાનુ ગૌરવ સાચવીને જીવન ટકાવવાનુ છે, તેનુ અન્ન ગમે તેવુ નથી તેના વસ્ત્ર, તેનુ રહેઠાણ કેવળ કામ ચલાવી લેવા પૂરતા નથી, પરંતુ પોતાના મહિમાને, પોતાના ગૌરવને પ્રકાશિત કરવા માટે છે. તે એવુ કાર્ય પ્રગટ કરવા માગે છે જે માનવતાનો પ્રકાશ ગણી શકાય. આ પ્રકાશમા ઊણપ આવવાથી તેની જીવયાત્રા માટે પણ માણસને શરમ આવે છે. આ અધિક ભાગના પ્રકાશને માટે માણસનો જેટલો દુઃસાધ્ય પ્રયાસ છે, તેટલો તેની સાધારણ જરૂરિયાતો પૂરી પાડવા માટે પણ નથી પોતાની અંદર જે મહાન આત્મા છે તેનુ પોતાના આહારવિહારમા પણ રખેને સહેજ અપમાન થાય, તેને માટે માણસ ખૂબ ચિંતિત રહે છે.

સીધાસરળ થઈને ચાલવુ હોય તો માણસે પ્રત્યેક પળે ભારાકર્ષણ (Gravity)ની વિરુદ્ધ માન ટકાવીને ચાલવુ જોઈએ. પશુની

માફક ચાલવામા આ મુશ્કેલી ન રહેત મનુષ્યત્વ જાળવીને ચાલવામા સતત પ્રયત્નશીલ રહેવુ પડે છે, ડગલે ને પગલે નીચે પડવાનો ભય છે આ મનુષ્યત્વ જાળવવાનો દ્વદ્વ એ જ માનવધર્મની સામે પશુધર્મનો દ્વદ્વ છે, અર્થાત્ આદર્શની સામે વાસ્તવિકનો દ્વદ્વ છે મનુષ્યના ઇતિહાસમા આ પશુ પણ આદિ છે. તે તામસિકતા તરફ, મૂઢતા તરફ તાણે છે પશુ જણાવે છે · સહજધર્મને માટે ભોગ કરો માનવ કહે છે · માનવધર્મની દિશામા તપસ્યા કરો જેમનુ મન મરી ગયુ છે, જેઓ જણાવે છે કે જે છે તે જ સારુ છે, જે થઈ ગયુ તે જ શ્રેષ્ઠ છે, તેઓ પ્રાણીધર્મની સ્થાવર વાડમા જકડાઈ રહ્યા છે, તેઓ મુક્ત નથી, પરતુ પોતાના સ્વભાવમાથી ભ્રષ્ટ થયા છે. પૂર્વસચિત ઐશ્વર્યને તેઓ વિકૃત કરે છે, નષ્ટ કરે છે.

માનવ એક દિશામા મૃત્યુના અધિકારમા છે, બીજી દિશામા અમૃતના અધિકારમા છે,—એક દિશા વ્યક્તિગત સીમામા છે, બીજી વિશ્વગત વિરાટમા છે આ બનેમાથી એકની પણ ઉપેક્ષા કરે ચાલે નહિ માનવ પોતે જાણે છે કે तद्दूरे तद्वन्तिके,—તે દૂર પણ છે, નિકટ પણ છે એ દૂરના માનવની જવાબદારી નિકટના માનવની ઘણી વસ્તુઓને ત્યજી જાય છે આ અપ્રત્યક્ષની દિશામા મનુષ્યની કલ્પનાવૃત્તિ દૂતનુ કામ કરે છે ભૂખો તે પૂરુ કરે છે, અવગત, જ્યા કિનારો નથી મળતો ત્યા અદ્ભુત સર્જનથી મોકળાશને ભરી દે છે. છતા ય આ અસ્ખલિત પ્રયાસ સત્યની જ સાક્ષી પૂરે છે જ્યા આજે પણ તેનુ જ્ઞાન પહોચ્યુ નથી, ત્યા પણ તેનુ જાણવાનુ પૂરુ થયુ નથી એ વિસ્મયકારક મરજાદની સાક્ષી માનવ પૂરતો આવ્યો છે

વૃક્ષવૃક્ષના ઘર્ષણથી અગ્નિ ચેતે છે એને છે માટે જ ચેતે છે, એટલુ જ ફક્ત જાણીને જો માનવ ચૂપ બેસી રહેત તો તેની બુદ્ધિને કોઈ દોષ ન દેત જાણવાનુ નથી માટે જ કાંઈ જણાતુ નથી એવી અસગત વાત બીજી કઈ હોઈ શકે? પરતુ બાળકની માફક માનવ વારવાર પ્રશ્ન કરવા લાગ્યો કે ઘર્ષણથી અગ્નિ શાને ચેતે છે?

બુદ્ધિનો વ્યાયામ શરૂ થયો. નક્કી છે કે શરૂઆતમાં તેણે બાળકની જેમ જવાબ વાળ્યો હોય. કદાચ તેણે જણાવ્યું હોય કે ઝાડમાં એક ક્રોધી ભૂત અદૃશ્ય રહે છે, તેને માર પડે કે તરત જ તે ક્રોધથી ચેતી ઊઠે છે. આવા બધા ઉત્તરોથી માનવના પુરાણો ભરેલાં છે. જેમની બાળક બુદ્ધિ સહેજ પણ આગળ વધી નથી તેઓ આવા ઉત્તરો વળગી રહે છે. પરંતુ અલ્પસંતુષ્ટ મૂઢતામાં પણ મનુષ્યના પ્રશ્નો મુશ્કેલીઓને ઠેલતા ઠેલતા આવે છે. તેથી જ ચૂલો ચેતાવવા માણસે જેટલો પ્રયત્ન કર્યો છે, તેના કરતાં અગ્નિ શાથી ચેતે છે એ પ્રશ્નના આવશ્યક ઉત્તર ખોળવા પાછળ ઓછો પ્રયાસ નથી કર્યો. આ બાજુ કદાચ ચૂલો ઓલવાઈ ગયો હોય, આધણ મૂકાયું ન હોય, પવન મંદ થતો હોય, અને છતાં ય પ્રશ્ન ચાલુ રહે કે અગ્નિ શાથી ચેતે છે? સાક્ષાત્ અગ્નિમાં આનો ઉત્તર નથી. તેનો ઉત્તર પ્રત્યક્ષ અગ્નિથી ખૂબ દૂર છે. જેવી રીતે વારંવાર અગ્નિમાં ઝંપ દઈને પડનાર પતંગિયાને આપણે મૂઢ ગણીએ છીએ, તેવી રીતે પ્રાણી નિજ વિચારનાર માનવને શું કોઈ મૂર્ખ નહિ ગણે?

આ અદ્ભુત બુદ્ધિની સૌથી પ્રબળ સ્પર્ધા તો ત્યારે પ્રગટે છે, જ્યારે તે માણસને વારંવાર પ્રશ્ન કરે છે કે તું કોણ છે? અરે તેને તો એમ પૂછતાં ય વાંધો નથી આવતો, કે મનમાં લાગે છે કે કદાચ તું છે, પરંતુ તું સાચે જ કોણ છે તું ક્યાં છે? આનો યોગ્ય જવાબ ન મળતાં જો ઉતાવળથી બોલી ઊઠીએ કે હું છું દેહધર્મમાં, તો તરત જ પેલા અંતરમાં બેઠેલા **પ્રવાહણ** રાજા માથું હલાવતાં હલાવતાં જણાવશે કે ત્યાં પ્રશ્નનો અંત હોઈ શકે નહિ. ત્યારે માનવે જાણ્યું કે, धर्मस्य तत्त्व निहित गुहायाम् —માનવધર્મનું ગંભીર સત્ય ગોપનમાં છે. માટે **આ** રૂપ પણ પ્રત્યક્ષમાં છે, પેલું રૂપ પણ અપ્રત્યક્ષમાં છે.

આ વાતને જરા વધારે સ્પષ્ટ કરીએ.

આ જે જળ, આ જે સ્થળ, આ જે ફૂલાણું, આ જે ઢીંકણું વગેરે રીતે આપણે જે પદાર્થોનો નિર્દેશ કરીને 'આ જે' એમ

જાણીએ છીએ, તે ાધાયને સારી રીતે સમજી લેના જોઇએ, નહિ તો જીવનમાં મુશ્કેલીઓ નડે પરંતુ સાથે સાથે માતા જણાવે છે,—तद्विदि नद यदिद उपासत. તેને જ જાણો કાને ? इदम् એટલે ' આ જે હીને જેને સ્વીકારીએ છીએ તેને નહિ "આ જે ્ સાભળુ છુ એ તો ઘર્ણી સહજ વાત પરંતુ માનવે જણાવ્યું કે આની અંતિમ વિચારણા ત્યાં છે, જ્યાં इदम् સર્વનામ પહોંચી ન શકે ત્યારે ગાાાી જેમ પૂછવા લાગ્યો કે ક્યાં છે श्रोत्रस्य श्रात्रम् ,—શ્રવણનું પણ શ્રવણ ? ભૌતિક પ્રણાલીની દૃષ્ટિથી શોધતા જણાયું કે તે તો વાયુના કંપનમાં પરંતુ ત્યાં ય इदम् તો રહ્યું છે, કારણ કે આપણે કહીએ છીએ, 'આ જે કંપન ' કંપન તો શ્રવણ નથી ! જે બોલે છે ' હું સાંભળું છું ' તેની પાસે પહોંચ્યા તેનું ય સત્ય ક્યાં ?

ઉપરથી એક પથરો નીચે પડ્યો જ્ઞાનના દેરાગનો જે દ્વારપાળ છે તેણે સમાચાર આપ્યા આ જે પડ્યો" ઉપરની વસ્તુ તરફ નીચેનું જે આકર્ષણ છે તે ઘટયું દ્વારપાળનું કર્તવ્ય પૂરું થયું કેવળ ના અંતરના ભાગમાથી સભળાયું 'આનું આકર્ષણ પેલાનું આ કર્ષણ તેનું આકર્ષણ અરે વારંવાર 'આ જે' શ ' ' પરંતુ આ સર્વ આ જે વાળા આ ર્ષણની પેલી પાર વિશ્વવ્યાપ્ત એક માત્ર આકર્ષણ !

ઉપનિષદે સઘળામાં રહેલા આ એકને જાણવાને જ પ્રતિબોધ વિદિતમ્ પ્રત્યક જુદા જુદા પદાર્થના બોધમાં એક અદ્વિતીય આકર્ષણને સત્ય રૂપે જાણવાનું કહ્યું છે તેવી રીતે હું સાભળું છું તું સાભળે છે, હમણા સાભળુ છું 'ત્યારે સાભળુ છું',—એ દરેક શ્રવણના બોધમાં જે એકમાત્ર પરમ શ્રવણનું રહસ્ય રહેલું છે, તે પ્રતિબોધવિદિત એક સત્ય જ છે श्रोत्रस्य श्रोत्रम् તે વિષે ઉપનિષદ જણાવે છે કે अ यदेव तद्विदितादथो अविदितादधि—આપણે જે સર્વ જાણીએ છીએ અને જાણતા નથી તે બધાથી સ્વતંત્ર તે રહસ્ય રહેલું છે ભૌતિક વિદ્યાઓમાં પર, જે ગુહાહિત છે તેને આપણી પ્રત્યક્ષ અભિજ્ઞતા

ગણીએ છીએ, એટલે કે લોકવ્યવહારના ઉપદેશ રૂપે તેનું મૂલ્ય આંકીએ છીએ. પરંતુ સમાજના વ્યવહારને જ કેવળ ઉદ્દેશીને આ શ્લોક રચાયો નથી તેમાં આત્માને સાચી રીતે જાણવાના ઉપાયો પણ જણાવવામાં આવ્યા છે.

પ્રકૃતિની પ્રેરણાથી આપણે જે કાંઈ ઇચ્છીએ છીએ તે પ્રેયની ઈચ્છા માનવસ્વભાવમાં રહેલી છે, અને જે ઇચ્છા કરવી ઉચિત ગણાય તે શ્રેયની ઈચ્છા પણ તેના સ્વભાવમાં છે શ્રેયનો માર્ગ અનુસરવાથી માનવ કાંઈક મેળવે છે તેમ નથી, પરંતુ તે કાંઈક 'થાય' છે (becomes). આ 'થવું' તેને જ ઉપલા શ્લોકમાં સાધુ થવું કહ્યું છે. આનાથી માણસ નથી થતો ધની, નથી થતો બળવાન કે સમાજમાં સમાનિત થાય કે નહિ તે વિષે પણ નક્કી ન કહેવાય, અરે, કદાચ અપમાન પામે એવો સંભવ વધારે! સાધુ થવું એટલે શું, તેનો પ્રકૃતિના રાજ્યમાં ક્યાય અંત નથી શ્રેય શબ્દ પણ તેવો જ છે બીજી બાજુ પ્રેયને જ કેવળ અનુસર્યાથી માનવ જે કાંઇ થાય છે તેને ઉપનિષદ્ "પોતાના અર્થમાંથી હીન થવું" કહે છે 'નાગરિક' શબ્દ બોલવાથી જો citizenને બદલે libertine સમજાય તો આપણે જાણવું જોઇએ કે નાગરિક શબ્દ તેના સાચા અર્થમાંથી હીન થયો છે. તે જ રીતે કેવળ પ્રેયનું અવલંબન લીધાથી 'માનવ' એ શબ્દ વડે જે સમજાય, તે પણ સત્યહીન થાય છે પોતાનામાં રહેલા સર્વકાળના વિશ્વભૂમિના માનવધર્મની ઉપલબ્ધિ એ જ સાધુતા, અને તે મહામાનવની ઉપલબ્ધિમાંથી ભ્રષ્ટ થવું એ જ હીનતા પ્રાકૃતિક સ્વભાવ ઉપરાંત માનવમાં જો આત્મિક સ્વભાવ ન હોત તો આ સઘળી વાતનો કાંઈ જ અર્થ નથી

ઇંડામાં જ પંખીનો પ્રથમ જન્મ થાય છે તેટલા વખત પૂરતુ તે ઇંડું જ તેનું 'ઇદમ્' છે તેને બીજી કશી ખબર નથી છતાં બહારની અજાણી વસ્તુમાં સાર્થકતા મેળવવા તરફ તેનામાં એક પ્રકારની પ્રેરણા રહેલી છે તે સાર્થકતા નેદ યદિદमुपासते જો આવરણમાં જ

તે સેંકડો વર્ષ પડ્યુ રહે, તો તેને જ ગણાય તેની મહતી વિનષ્ટિ

માનવની સાધના પણ સ્વભાવાતરની સાધના છે જ્યારે તેની જિજ્ઞાસા વ્યક્તિગત સસ્કાર છોડી દેશે ત્યારે જ તેનુ વિજ્ઞાન વિશ્વગત જ્ઞાનમા પ્રતિષ્ઠિત થશે, જ્યારે તેનો પ્રયાસ વ્યક્તિગત સ્વાર્થ અને જડ પ્રણાલી તોડી નાખશે ત્યારે જ વિશ્વગત કર્મ દ્વારા તે વિશ્વકર્મા થશે જ્યારે તેનો પ્રેમ અહકારમાથી, ભોગાસક્તિમાથી ઉત્તીર્ણ થશે, ત્યારે જ વિશ્વગત આત્મીયતામા મનુષ્ય મહાત્મા થશે મનુષ્યના એક સ્વભાવમા છે આવરણ, બીજામા છે મુક્તિ.

જ્યોતિર્વિદોએ જોયુ કે કોઈ એક ગ્રહ પોતાની કક્ષામાથી ચળ્યો છ તેમણે વિના સદેહ જાણ્યુ કે બીજા કોઈ અગોચર ગ્રહની અ દશ્ય શક્તિ તેને આકર્ષી રહી છે આ મનુષ્યમન પણ પોતાને માટે પ્ર કૃતિએ નિયત કરેલી પ્રાણધારણની કક્ષામા ગમે તેમ પારાયણ કરીને ચાલતું નથી અનિર્દિષ્ટની દિશામા, સ્વભાવથી અતીતની દિશામા તે ઝૂકે છે આ દિશામાથી માનવે દેવલોકની કલ્પના કરી તેણે જાણ્યુ કે ત્યાથી આદેશ આવે છે, ત્યાથી આકર્ષણ થાય છે તે દેવલોકના દેવતા કોણ છે તે વિષે માણસોમા મારામારી ચાલે છે તે દેવતા ગમે તે હોય—પછી દેવતા હોય કે બીજુ કાઈ હોય—પરતુ માણસને તો તેણે પોતાની અહગીમામા સહેજ પણ સ્થિર રહેવા દીધો નથી એ નક્કી છે

સમુદ્ર ચચળ થયો ભરતી ઓટનુ પડવુ ઉપડવુ શરૂ થયુ ચદ્રમા ન જણાયો, છતા સમુદ્રના ચાચલ્યથી જ તેમના આર્કર્ષણનુ પ્રમાણ મળી આવત જીવ બચાવવાના પ્રયત્નમા જ માણસ ઘણીવાર મરે છે જે ક્ષુધા તેના અતરમા રહેલી છે, તેનું લક્ષ્ય તેના આહાર પણ રહેલુ છે, એ વાત નિ સશયપણે આજનુ બાળક પણ જાણે છે માન વનો પ્રાણપર્યંતનો ઉદ્યમ એવી કોઈ વસ્તુ માટે જોવામા આવે છે, જેની સાથે ગમે તેમ જીવન ટકાવવાના પ્રયોજનનો કોઈ મેળ નથી જે પ્રાણ મૃત્યુની પેલી પાર રહ્યો છે, તે જ તેનો દુ સાહસને

માર્ગે દસડી જાય છે. ભૌતિક પ્રાણને માર્ગે પ્રાણીનું પોતાનું રક્ષણ છે; પરંતુ આ માર્ગે આત્મવાનના આત્માનું રક્ષણ નથી, પણ આત્માનો પ્રકાશ છે.

વૈદિક ભાષામાં ઈશ્વરને જ્ઞાતિ-પ્રકાશસ્વરૂપ કહ્યા છે. તેમને વિષે જણાવ્યું છે, यस्य नाम महद्यश.-તેમનો મહાન યશ એ જ તેમનું નામ છે, તેમની મહાન કીર્તિમાં જ તેઓ સત્ય છે. માનવનો સ્વભાવ પણ તેવો જ છે, આત્માનો પ્રકાશ કરવામાં જ તે સત્ય છે. બહારથી ખાદ્ય પદાર્થ ગ્રહણ કરીને પ્રાણી પોતાનું રક્ષણ કરે છે, ઉદાર સ્વાર્પણ કરી દઈને આત્મા પોતાને પ્રગટ કરે છે. અહીંઆ પ્રકૃતિને વટાવીને તે પોતાની ઘોષણા કરે છે. બર્બર દેશના માણસો પણ પોતાને પ્રગટ કરવાના પ્રયત્નમાં પ્રકૃતિને વટાવે છે. નાક વીંધીને તેમાં તેઓ એક મોટી સળી પરોવે છે, રાખથી દાંત ઘસી ઘસીને તીણા બનાવે છે, નાનપણથી લાકડું દબાવી રાખીને માથાને તેઓ વિચિત્ર બનાવે છે. આ પ્રમાણે વિચિત્ર આકારવાળા વેશ અને આ-ભૂષણ તેઓ બનાવે છે. આવી ઉત્કટ સાજસજ્જાથી તેમને ઘણું ય કષ્ટ વેઠવું પડે છે, પરંતુ તેઓ જણાવવા ઇચ્છે છે કે પોતે સહજ-ભાવે જેવા છે તેના કરતા ઘણા મહાન છે. આ તેમનું મોટું અહં પ્રકૃતિથી વિપરીત છે. જે દેવતાને પોતાનો આદર્શ માને છે તે પણ એનો અદ્ભુત હોય છે. તેના મહિમાનું મુખ્ય લક્ષણ એ છે કે તે અ-પ્રાકૃતિક હોય છે. પ્રકૃતિને ખોટી ઠરાવેલો હોય તેના તેને કુબાંગી કરવાનો જાણે કે આ તેનો કઠ્ઠઆળો સ્વભાવ છે. ભારતવર્ષમાં પણ કેટલા ય ઊર્ધ્વબાહુ, કેટલા ય શય્યાશાયી, કેટલા ય અગ્નિકુંડના ઊંધે માથે લટકનારા બાવા જોવામાં આવે છે. તેઓ જણાવે છે કે પોતે શ્રેષ્ઠ છે, સાધુ છે, કારણ કે પોતે અસ્વાભાવિક છે. આધુનિક પાશ્ચાત્ય દેશમાં પણ કેટલા ય લોક નિરર્થક કૃચ્છ્ર સાધનામાં ગૌરવ માને છે. આને તેઓ 'રેકૉર્ડ બ્રેક' કરવી માને છે, દુઃસાધ્ય મનાએલા પહેલાના પ્રયત્નોને પાર કર્યા એમ માને છે. ક્યાંકોના ક્યાંક તેઓ તરે છે,

આટલાન્ટિક પર અવિશ્રાંત ચક્કરો માર્યા કરે છે, સ્પર્ધા કરીને લાં ઉપવાસ આદરે છે અને આ બધું શાને માટે? કેવળ અસ્વાભાવિકતાના ગૌરવનો પ્રચાર કરવા માટે. મયૂર પોતાના નૈસર્ગિક મયૂરત્વને માટે ગર્વ કરે છે, હિંસક પ્રાણી હિંસાની ક્રૂરતામાં ઉત્સાહ માને છે પરંતુ બર્બર માણસ મુખની કાન્તિની વિકૃતિ કરીને, પહેરવેશ અને આભૂષણની અતિકૃતિ કરીને ગર્વ માને છે તે જાણે જણાવવા માગે છે કે પોતે કેવળ માનવ જેવો નથી, તેને સાધારણ માનવ તરીકે ગણી લેવાથી તમે જાણી શકશો નહિ. આવી જાતના આત્મપ્રકાશ કરવાના પ્રયત્નોને આપણે સાર્થક ગણીએ છીએ, નહિ કે નિરર્થક, એમાં તો કેવળ પ્રકૃતિની વિરોધી સ્પર્ધા છે, જે પોતાને સહજ છે તેનો માત્ર પ્રતિવાદ છે. આ સિવાય તેમાં બીજો કાંઇ અર્થ નથી. જેમ નિરર્થક બાહ્યાનુષ્ઠાનને પુણ્યાનુષ્ઠાન માની લેવું એ અધર્મ છે, તેમ અહંકારના પ્રકાશને આત્મગૌરવનો પ્રકાશ માની લેવો એનું નામ બર્બરતા છે.

જેવી રીતે દૈહિક દિશામાં તેવી રીતે આર્થિક દિશામાં પણ મનુષ્યની સ્પર્ધાનો અંત નથી. અહીંઆ પણ 'રેકોર્ડ બ્રેક' કરવી એટલે પહેલાના ઇતિહાસની વાડ તોડીને કૂદકો મારવો. આર્થિક દિશામાં થતો પ્રયત્ન કેવળ અસ્વાભાવિક માટે નહિ, પરંતુ અસાધારણ માટે હોય છે. આમાં હોય છે સીમા તરફ અસહિષ્ણુતા, બીજું કાંઈ જ નહિ. પરંતુ જે કાંઈ વસ્તુગત હોય, જે કાંઈ બાહ્ય હોય, તેનો સીમા જ ધર્મ છે. તે સીમાને વધારે વધારી શકાય, પરંતુ ઓળંગી શકાય નહિ. ઇસુ ખ્રીસ્તે જણાવ્યું છે કે સોયના છિદ્રમાંથી જેમ ઊંટ ન જઇ શકે તેમ ધની માટે સ્વર્ગદ્વાર દુર્ગમ છે. કારણ કે ધની પોતાના સત્યને એવી વસ્તુદ્વારા અનુભવવા અને પ્રગટ કરવા ટેવાએલો હોય છે જેમાં અપરિમેયનો વિરોધ હોય છે, અને તેથી તે માનવતાના આદર્શમાંથી હીન થાય છે (દીપ્તદર્પિત) હાથીની જેમ વધવામાં માનવ ગૌરવ માનતો નથી, હા, કદાચ બર્બર લોક માનતા હોય' ગદાના

ઉપકરણોના સંચય કરવાના ગર્વને વિષે પણ આ વાત ઘટે છે બીજાના કરતાં મારી પાસે વસ્તુનો સંચય વધારે છે એ હકીકત માનવે જણાવવા જેવી નથી મનાતી તેથી જ **મૈત્રેયી** જણાવે છે, येनाहं नामृता स्यां किमहं तेन कुर्याम्—જેથી હું અમૃતત્વ ન પામું તેથી મારે શો ફાયદો? તેણે उपकरणवता जीवितम्‌ની ઉપેક્ષા કરી હતી. જે ઉસ્તાદ તાનની નિરંતરતાની ગણના ઉપર ગાનની શ્રેષ્ઠતાને વિચારે છે, તેની વેધાને પેલા ઊંચની સાથે સરખાવી શકાય શ્રેષ્ઠ ગાન એની પર્યાપ્તિમાં આવીને સ્તબ્ધ થાય છે, જેના પછી વધારાનો એક પણ સૂર જોડી શકાય નહિ વસ્તુત ગાનની એ સમાપ્તિને સીમા ગણી શકાય નહિ તે એવા એક પ્રકારનો શેષ છે, જેને શેષ નથી એટલે જ સાચા ગાયકનો આત્મા પોતાની સાર્થકતાને તાનની વણી સંખ્યા દ્વારા પ્રકટ કરતો નથી, પરંતુ સમગ્ર ગાનના ચરમ રૂપદ્વારા જે અપરિમેય હોય, અનિર્વચનીય હોય, જે બાહ્ય દૃષ્ટિથી અલ્પ હોય પણ અંતરમાં અસીમ હોય, તે દ્વારા પ્રગટ કરે છે તેથી જ માનવનો જે સમાજ તેના અહંના ક્ષેત્રમાં છે ત્યાં તેનો અહંકાર અધિકતામાં છે, જે દિશામાં તેનો આત્મા હોય છે ત્યાં તેની સાર્થકતા ભૂમામાં રહેલી છે એક દિશામાં સ્વાર્થસિદ્ધિમાં તેનું ગૌરવ છે, બીજી દિશામાં પરિપૂર્ણતામાં તેનું ગૌરવ છે સૌન્દર્ય, વીર્ય, કલ્યાણ, ત્યાગ વગેરે પ્રકટ કરે છે માનવ આત્માને, અતિક્રમ કરે છે પ્રાકૃત માનવને. ઉપલબ્ધિ કરે છે અહંમાનવના અંતરતમ વિશ્વમાનવની, यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।

બીજાં બધાં પ્રાણીઓ બહારથી જીવિકાનો અર્થ શોધતા શોધતા ચારે બાજુ ભમ્યા કરે છે, પરંતુ માનવે પોતાના અંતરમાં આશ્ચર્ય પામી કોને અનુભવ્યો?—જે તેને પોતાનો અંતર્નિહિત અર્થ સુઝાડે છે, निहितार्थो दधाति માનવ આત્માનો ગંભીર અર્થ કયો? એ કે માનવ મહાન છે પ્રથમ તેણે સાબિત કરવું પડશે કે તે મહાન છે, અને ત્યાર પછી જ તે માનવ છે એ સાબિત થશે પ્રાણનું મૂલ્ય

આપીને પણ પોતાના ભૂમાને પ્રગટ કરવો પડશે, કારણ કે પોતે ચિરત માનવ છે, સર્વજનીન માનવ છે, મૃત્યુથી અતીત છે. તેમને જે અર્ઘ દેવો પડશે તે અર્ઘ્ય સર્વે માનવો તરફથી સમગ્ર કાળ મનમાં રાખી પોતાની અંતરતમ વેદીમાં જ દેવાનો છે. પોતાનું પરમ તત્ત્વ જોય વિના માનવ ચારે બાજુ સાર્થકતા શોધી વળે છે. છેવટે ઉદ્‌ભ્રાં થઇને, ક્લાંત થઇને બોલે છે—कस्मै देवाय हविषा विधेम? મનુષ્યને દેવતા તેના મનનો માનવ છે. જ્ઞાનમાં, કર્મમાં, ભાવમાં જેટલે અંશે આપણે સાચા, તેટલે અંશે તે મનના માનવની ઉપલબ્ધિ શક્ય. અંતરમાં જો વિકાર ઉપજે તો તે મનના માનવને જોઇ ન શકીએ માનવનું જે કાંઈ અનિષ્ટ થાય છે તે પોતાના અંતરમાં રહેલ વિરા માનવને ગુમાવ્યાથી ઉત્પન્ન થાય છે. તેને બહારનાં ઉપકરણોર્થ શોધવા જતાં માનવ પોતે જ પારકો બની જાય છે. આવે વખતે આપણે આપણી જાતને પૈસામાં, ખ્યાતિમાં, ભોગનાં આયોજનોમા જોઇએ છીએ. અને આને લઇને તો આ બધા માણસ માણસના વાદવિવાદ અને ક્રંદન છે એવા બહાર રઝળતા જાતગુમાવેલા માનવનુ વિલાપગાન એક દિવસ કોઈ પથિક ભિખારીને મુખે સાંભળ્યુ હતુ.

"આમિ કોથાય પાબો તા'રે,
આમાર મનેર માનુષ જેરે।
હારાયે સેઇ માનુષે તાર ઉદ્દેશે,
દેશ વિદેશે બેડાઇ ઘુરે ॥"
(હું ક્યાં રે પામીશ તેને,
મારા મનના માનવને રે।
ગુમાવી માનવને તે, તેને કાજે
દેશ વિદેશે ભમુ આજે ॥)

તે જ બાઉલે વળી ગાયુ હતુ:

"મનેર મધ્યે મનેર માનુષ કરો અન્વેષણ"—
(મનની માંહીં મનના માનવનુ કરો અન્વેષણ).

એ જ અન્વેષણની પ્રાર્થના વેદમાં છે,—

आविरावीर्म एधि—

પ્રેમ માનવના વિરાટરૂપે જેમનો સ્વતઃપ્રકાશ છે, તેમનો જ પ્રકાશ આપણામાં સાર્થક થાઓ.

અથર્વવેદમા જણાવવામા આવ્યુ છે

ऋत सत्यं तपा राष्ट्र श्रमो धर्मश्च कर्म च ।
भूत भविष्यदुच्छिष्टे वीर्य लक्ष्मीर्बल बले ॥

ઋત, સત્ય, તપસ્યા, રાષ્ટ્ર, શ્રમ, ધર્મ, કર્મ, ભૂત, ભવિષ્ય, વીર્ય સંપત્તિ, બળ,—એ બધા ય ઉચ્છિષ્ટ* મા છે એટલે કે માનવધર્મ કહેતા આપણે જે સમજીએ છીએ તે પ્રકૃતિના પ્રયોજનની બહારની વાત છે, તે અતિરિક્તતામાથી આવે છે જીવજગતમા મનુષ્ય વધારાનો ભાગ (surplus) છે. પ્રકૃતિની વાડમા તે સમાઈ ન શક્યો. પહેલા જીવાણુકોષની સાથે સમગ્ર દેહની આલોચના મેં કરી છે અથર્વવેદની ભાષામા કહી શકાય કે દરેક જીવકોષ તેની અતિરિક્તતામા રહ્યો છે તે અતિરિક્તતામાથી જ તેનુ સ્વાસ્થ્ય, તેનો આનદ, તેની શક્તિ વગેરે ઉત્પન્ન થાય છે, તે અતિરિક્તતાને જ સૌન્દર્ય અધિકૃત કરી રહ્યુ છે, તેમા જ ભૂત અને ભવિષ્ય પ્રસરેલા છે જીવકોષ આ સમગ્ર દેહગત વિભૂતિની ઉપલબ્ધિ કરી શકતો નથી પરંતુ માનવ પ્રકૃતિ નિર્દિષ્ટ પોતાના વ્યક્તિગત સ્વાતંત્ર્યને વટાવી શકે છે, અને એ રીતે પર થઈને જે આત્મિક સંપત્તિની તે ઉપલબ્ધિ કરે છે, તેને જ અથર્વવેદમા ઋત અને સત્ય કહ્યુ છે આ બધુ વિશ્વમાનવની ભૂમિકામા રહેલુ છે, જેઓ એને સ્વીકારી શકે છે તેઓ જ મનુષ્યત્વની પદવીને પામી શકે છે અથર્વવેદમા જે સઘળા ગુણો દર્શાવ્યા છે તે સઘળા

* "ઉચ્છિષ્ટમાથી સઘળુ માનવી તેમજ વિશ્વભૌમિક ધન સંચય છે જે આપણે ભોગવીએ છીએ તે નિઃશેષ થઈ જાય છે, પરંતુ જે કાઈ બચત રહે છે તેમાથી જ ભ્રાતૃભાવ, સભ્યતા ઈતિહાસ, કળા ધર્મ વગેરે ઉત્પન્ન થાય છે ભોગવિલાસના લોભમા બધુ ખતમ થઈ જાય છે, તેથી જ તેમાથી ઉચ્છિષ્ટ ન સંભવે, સર્જન પણ ન સંભવે ' શ્રી ક્ષિતિમોહન સેનના 'કળાનું મૂળ' નામના વ્યાખ્યાનમાથી (અનુવાદક)

માનવગુણો છે. તેના યોગથી જો આપણે આપણી જીવધર્મસીમાથી અતિરિક્ત સત્તાને અનુભવી શકીએ, તો કદી શકાય કે તે સત્તા કદાપિ અમાનવ નહિ, પરંતુ માનવબ્રહ્મ છે. આપણા જ્ઞાનમા, સત્યમા, તપસ્યામા, ધર્મમા, કર્મમા આપણે તે જ બૃહત્ માનવને વિષયીકૃત કરીએ છીએ આ જ બાબત ઉપનિષદ્મા બીજી રીતે દર્શાવી છે:

एषास्य परमा गति रेषास्य परमा सम्पद् ।
एषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्दः ॥

અહીં 'તેઓ' અને 'આ' બન્નેની વાત છે 'તેઓ' 'આ'ની પરમ ગતિ છે, 'તેઓ' 'આ'ની પરમ સંપદ્ છે, 'તેઓ' 'આ'ના પરમ આશ્રય છે, 'તેઓ' 'આ'ના પરમ આનન્દ છે એટલે કે 'આ'ની પરિપૂર્ણતા 'તેમના'મા છે ઉત્કર્ષને રસ્તે 'આ' તે જ બૃહત્ની દિશામા આગળ ધપે છે, 'આ'નુ ઐશ્વર્ય જ ત્યા છે, 'આ'ની પ્રતિષ્ઠા તેમનામા છે, અને 'આ'નુ શાશ્વત આનદનુ જે કાઇ ધન હોય તે 'તેમના'મા જ છે.

આ 'તેઓ' કોઈ એક વસ્તુથી અવચ્છિન્ન તત્ત્વમાત્ર નથી. જેને હુ મારુ હુપણુ ગણુ છુ એ જેવી રીતે અંતરતમ ભાવે મારો કેવળ બોધનો વિષય છે, તેવી જ રીતે 'તેઓ' પણ છે. જ્યારે તેમની તરફ મારી ભક્તિ જાગૃત થાય, તેમનામા આનદ પામુ, ત્યારે આ મારો હુપણાનો બોધ બૃહત્ થાય છે, ગભીર થાય છે, અને સીમાતીત સત્યમા પ્રમાણિત થાય છે તે વેળા હુ અનુભવુ છુ કે જાણે એક બૃહત્ આનંદમા મારો આનદ છે આ વિષયમા બીજે કોઇ એક ઠકાણે મેં જે ઉપમા વાપરી છે, તે જ ફરીથી વાપરૂ છુ

લોટાના કકડાનુ અન્તિમ રહસ્ય તપાસતા વૈજ્ઞાનિક જણાવે છે કે તે કકરો કાઈ જ નથી પરતુ કેટલાક વિશેષ છદના વિદ્યુત્કણની ચિરચચલતા છે. આ કકડાના વિદ્યુત્કણો પોતાના આયતનના પ્રમાણમા પરસ્પરથી ખૂબ દૂર દૂર રહેલા છે વિજ્ઞાનની દૃષ્ટિથી જે ભૌતિક તથ્ય આપણને સાપડ્યુ તેને જ જો સહજ માનવી દૃષ્ટિથી જોઇએ

તો જણાશે કે માનવમંડળમાં પ્રત્યેક વ્યક્તિને આપણે જેમ પૃથક્ જોઈએ છીએ તેમ તે કણોને પણ જોઈ શકત આ અણુઓ ભલે ગમે તેટલા જુદા ભાસે, પરંતુ તેમનામાં એક પ્રકારની શક્તિ સર્વ કરી રહી છે, તેને શક્તિ મંડળના સાધી નથી તે સમષ્ટિશક્તિ, ઐક્યશક્તિ, એ જ તે સોડાના કકડાની સમશક્તિ છે આપણે જ્યારે સોડાનો કકડો જોઈએ છીએ ત્યારે વિભુતમાં જોતા નથી, પરંતુ કેવળ સમરૂપને જોઈએ છીએ વસ્તુતઃ આ જે સોડાનું પ્રતીયમાન રૂપ છે તે એક ભાવનું પ્રતીક છે. પરમાર્થ વસ્તુ જે છે, તે આ નથી જો દૃષ્ટિ બીજા પ્રકારની હોય તો એનો પ્રકાશ જુદા પ્રકારનો પડે આપણી પાસે જે દસ રૂપિયાની નોટ હોય છે તેનું નિશાન મૂલ્ય વિશે [illegible] જ છે તેને જોતા તરત જ જે જાણી શકે કે આ કાગળનો ટુકડો ગણન દસ રૂપિયાની સંખ્યાના સધરૂપ છે, તે જ તેને ખરાબર પિછાની શકે કાગળ તો પેલા સત્યનું પ્રતીક છે

આપણે જેને સ્થૂલ દૃષ્ટિથી સોદું જોઈએ છીએ, તે પણ એવા એક સંઘનો પ્રકાશ છે જેને આપણે જોઈ શકતા નથી, કેવળ તેને તેના સ્થૂળ પ્રતીકમાં જોઈ શકીએ છીએ તેવી જ રીતે વ્યક્તિગત માનવ માનવમાં દેશકાળનું મોટું અંતર રહેલું હોય છે, પરંતુ સમગ્ર માનવની દૃષ્ટિથી એક વૃહત્ અને ગભીર ઐક્ય રહેલું છે આ ઇન્દ્રિયબોધાતીત ઐક્ય સાંખ્યિક સમષ્ટિનું નથી, પણ તેથી પરનું છે અને એ જ છે સમગ્રનો એક ગૂઢ આત્મા, एकधैवानुद्रष्टव्य, પરંતુ વિવિધ શક્તિના યોગથી તેનો પ્રકાશ થાય છે સઘળા મનુષ્યોમાં તે એક આત્માને પોતામાં અનુભવવાની ઉદાર શક્તિ જેમને મળી છે તેમને જ આપણે મહાત્મા ગણીએ છીએ, અને તેઓ સર્વે માનવો માટે પ્રાણ આપી શકે છે તેઓ જ આ એક ગૂઢ આત્માને ઉદ્દેશીને બોલી શકે,—तदेतत् प्रेय पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा—તે પુત્રથી પણ પ્રિય છે, વિત્તથી પણ પ્રિય છે, અન્ય બધાથી પણ આ અંતરતર આત્મા પ્રિય છે

કોઇ વૈજ્ઞાનિક આ હકીકત સાંભળીને ધિક્કારપૂર્વક જણાવે કે દેવતાને પ્રિય કહેવાથી દેવતામાં માનવતાનું આરોપણ થયું ગણાય. હું જણાવું છું કે તેમાં માનવતાનું આરોપણ થતું નથી, પરંતુ માનવત્વની ઉપલબ્ધિ થાય છે. માનવ પોતાની માનવતાના માહાત્મ્યબોધને આધારે જ પોતાના દેવતા સુધી પહોંચે છે. માનવનું મન પોતાના દેવતામાં પોતાની માનવતાનો વિરોધ કરી શકતું નથી. એમ કરવું તેને માટે સાચું પણ નથી. ઈથરના કંપનમાં માનવ પ્રકાશત્વનું આરોપણ કરતો નથી, પરંતુ તેને આપમેળે જ પ્રકાશરૂપે અનુભવે છે, તેનોજ પ્રકાશરૂપે વ્યવહાર કરે છે, અને તેમ કરવાથી ફળ પણ મળે છે. ઉપરની બાબતમાં પણ એ વાત બંધ બેસે છે.

જેવી રીતે સૂર્યલોક ઉપરાંત નક્ષત્રલોક છે, તેવી રીતે પરમ માનુષી સત્તાથી પર પરમ જાગતિક સત્તા છે. પરંતુ જેનો અંશ આ પૃથ્વી છે, જેના ઉત્તાપથી પૃથ્વીનો પ્રાણ ટકી રહ્યો છે, જેના યોગથી તેનું હલનચલન છે, જેના યોગથી તેનાં દિવસરાત્રિ છે,–તે લોક સૂર્યલોક છે. નક્ષત્રલોકને આપણે જ્ઞાનદ્વારા જાણી શકીએ, પરંતુ સૂર્યલોકને તો જ્ઞાનમાં, કર્મમાં, આનંદમાં સમગ્ર દેહ અને મનથી જાણી શકીએ; તેવી રીતે જાગતિક ભૂમા આપણો જ્ઞાનનો વિષય છે, પરંતુ માનુષી ભૂમા આપણા સમગ્ર દેહ, મન અને ચરિત્રની પરિતૃપ્તિ તેમજ પરિપૂર્ણતાનો વિષય છે. આપણો ધર્મ, આપણાં કર્મ, આપણા ઋત અને સત્ય, ભૂત અને ભવિષ્ય, એ જ સત્તાની અપર્યાપ્તિમાં છે.

માનુષી સત્તાથી સપૂર્ણ પર જે નૈર્વ્યક્તિક જાગતિક સત્તા છે, તેને પ્રિય કહો કે ન કહો, તેનો કાંઈ અર્થ જ નથી. તે સત્તા સારા –નરસા સુંદર–અસુંદર વગેરે ભેદ વિનાની છે, તેની સાથે સંબંધ થવાથી પાપપુણ્યનો ભેદ ઊડે નહિ. अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते– "તેઓ છે" એ ઉપરાત બીજું કાંઇ કહી શકાય નહિ. માનવમનનાં બધાં લક્ષણો લુપ્ત થયે તે નિર્વિશેષમાં મગ્ન થવાય એમ ઘણા કહે છે. આ વિષે તર્ક ચાલે નહિ. સમસ્ત સત્તાની સીમા મનગોત કોઇ

ઓળંગી શક્યું છે કે નહિ તે વાત મનદ્વારા નિશ્ચિત કેવી રીતે કરી શકાય? આપણે સત્તામાત્રને ગમે તે ભાવે ગમે તે રીતે સ્વીકારીએ પરંતુ છેવટે તો તે મનુષ્યના મનની જ સ્વીકૃતિ છે. એટલે જો દોષનું આરોપણ કરીને મનુષ્યનું મન સ્વયં તેનો અસ્વીકાર કરે, તો શૂન્યતાને જ સત્ય માન્યા વગર બીજો ઉપાય રહે નહિ. આ પ્રકારના નાસ્તિવાદની સાક્ષી પણ માનવ ઇતિહાસમાં પૂરી છે, પરંતુ વૈજ્ઞાનિક જો તેમ બોલે તો તેને પોતાનો ધંધો બંધ કરવો પડે. વૈજ્ઞાનિક અભિજ્ઞતાથી આપણે જે જગતને જાણીએ છીએ અથવા કોઇ કાળે જાણવાની ઉમેદ રાખીએ છીએ, તે પણ છે માનવજગત. એટલે કે માનવની બુદ્ધિ તેમજ તેની યુક્તિના ખોખામાં કેવળ મનુષ્ય જ તેને પોતાના વિચારના આકારમાં, પોતાના બોધની વિશેષતા દ્વારા અનુભવી શકે. એવું કોઇ એક ચિત્ત ક્યાંક હોઈ પણ શકે, જેનું ઉપલબ્ધ જગત આપણા ગાણિતિક પરિમાપથી અતીત હોય, જેને આપણે આકાશ કહીએ છીએ, તે આકાશમાં તે વિરાજતુ ન હોય. પરંતુ જગતના જે ગૂઢ તત્ત્વને માનવ પોતાના અંતર્નિહિત ચિંતનદ્વારા પામે છે, તેને અતિમાનુષી કેવી રીતે કહી શકાય? આથી કોઇ આધુનિક વિદ્વાને જણાવ્યું છે, કે વિશ્વજગત ગાણિતિક મનનુ સર્જન છે પણ તે ગાણિતિક મન મનુષ્યના મનની પર તો ન જ ગયું. જો તેમ હોત તો આ જગતનું વૈજ્ઞાનિક તત્ત્વ આપણે જાણી જ ન શકત જેમ કૂતરાં-બિલાડાં પણ જાણી ન શકે તેમ. આપણા દર્શનમાં શાસ્ત્રમાં જે સગુણ બ્રહ્મ તરીકે ઓળખાય છે તેમના સ્વરૂપ વિષે જણાવવામાં આવ્યું છે કે સર્વેન્દ્રિયગુણાભાસમ્,—એટલે કે માણસની બહારની તેમજ અંદરની જેટલી ઇન્દ્રિયોના ગુણો છે તેનો આભાસ તેમનામાં છે. તેનો અર્થ જ થયો માનવબ્રહ્મ, અને તેથી જ તેમનું જગત તે માનવજગત. આ સિવાયનું જો કોઈ બીજું જગત હોઈ શકે તો તે આપણે માટે કેવળ આજ તો શું, કોઇ કાળે ય ન હોય.

આ જગતને પોતાના બોધદ્વારા જાણી શકાય. જે જાણે છે તે

મારો આત્મા કે તે પોતાને પણ પોતે જ જાણે છે આ સ્વયપ્રકાશ આત્મા એકનો નથી મારો આત્મા તમારો આત્મા, તેનો આત્મા, એવા કેટના ય આત્મા છે તે સઘળા આત્મા જે એક આત્મામા મસ્ત હોય, તેને જ આપણા શાસ્ત્રમા પરમાત્મા કહ્યા છે આ પરમાત્મા માનવ પરમાત્મા છે તેઓ सदा जनानां हृदये सन्निविष्ट — માણસ માણસના હૃદયમા સર્વદા રહેલા છે

અનમસ્ત ઉપર જણાવવામા આવ્યુ છે, કે સઘળી ઇન્દ્રિયોના ગુણોનો આભાસ એમનામા છે, પરંતુ એટલેથી જ કાંઈ બધુ પતી જતુ નથી એક આત્માની જોડે બીજા આત્માનો સ ુથી ગાઢ અને મસ્ત ગમવ તેને જ પ્રેમ કહેવાય છે ભૌતિક વિશ્વની જોડે આપણો વાસ્તવિક પરિચય ઇન્દ્રિયબોધદ્વારા હોઇ શકે, આત્મિક વિશ્વ જોડે આપણો સાચો પરિચય પ્રેમદ્વારા થઈ શકે આત્મિક વિશ્વનો પરિચય પિતામાતાના પ્રેમમા માણસ જન્મતા જ કરે છે અહીં અપરિમેય રહસ્ય છે, અનિર્વચનીયનો સ્પર્શ છે પ્રશ્ન થાય છે કે ત્યારે આ પિતામાતાનુ સત્ય કયા પ્રતિષ્ઠિત છે? જો રહસ્ય તેનો ઉત્તર દે કે આ પૃથ્વીની માટીમા, તો અનાહણુ માણુ હલાવીને જણાવશે, पितृतम पितॄणाम् જેમા સર્વે પિતા પિતૃતમ થઇને રહ્યા છે તેમનામા માટીને ખોદીને ઉચારીપુચાડી જોઇને તેનો અર્થ સમજી શકીએ, પણ પિતામાતાનુ રહસ્ય પોતાના જ આત્માના ગભીરમા કળી શકાય, અને તે ગભીરમા જ ઉપલબ્ધિ કરી શકાય પિતૃતમની તે પિતૃતમ કાંઈ વિશેષ સ્વર્ગમા નથી કોઇ વિશેષ દેશકાળના બાધેના ઇતિહાસમા નથી, કોઇ વિશેષ માણસમા અવતરેલા નથી તેઓ પ્રેમના મ ધમા માનવના ભૂત અને ભવિષ્યને અખિલ માનવલોકમા પૂર્ણ કરી રહ્યા છે તેઓ આહ્વાન કરી રહ્યા છે દુર્ગમ માર્ગ પાર ઉતરીને પરિપૂર્ણતાની દિશા તરફ, અસત્યમાંથી સત્ય તરફ, અંધકારમાંથી જ્યોતિ તરફ, મૃત્યુમાથી અમૃત તરફ—દુ ખો વેઠીને, તપસ્યાઓ આદરીને

આ આહ્વાનને માણસને કોઇ વેળા ક્યા ય ઠરીને બેસવા દીધો

નથી, તેને ચિરપથિક બની મૂક્યો છે થાકી જઈને જેઓ આ રસ્તા પર પાકું ઘર બાંધીને બેસી ગયા છે, તેમણે પોતાનું સમાધિસ્થાન રચ્યું છે મનુષ્ય યથાર્થ જ અનાગારિક છે પ્રાણીઓને મળ્યો છે વાસ, મનુષ્યને મળ્યો છે પથ જેઓ મનુષ્યોમા શ્રેષ્ઠ છે તેઓ પથનિર્માતા છે, પથપ્રદર્શક છે. બુદ્ધ ભગવાનને જ્યારે કોઈએ ચરમ તત્ત્વ વિષે પ્રશ્ન કર્યો, ત્યારે તેમણે કહ્યું હતું કે હું ચરમની વાત કહેવા આવ્યો નથી, હું તો જણાવીશ પથની વાત. એક યુગમા માણસ જેનો આશરો લે છે, બીજા યુગમા તેની દીવાલ ભાગી તોડીને ઉન્મત્ત થઈને તે બહારને રસ્તે નીકળી પડે છે. આ રીતે વારંવાર આશ્રય સ્થાન ભાગી તોડીને બહાર નીકળી પડવાની જે ઉદ્દામતા છે, જેને માટે માણસ પ્રાણ પાથરે છે, તે બાબત કયા સત્યની સાબિતી આપે છે? તે જ સત્ય વિષે ઉપનિષદ જણાવે છે, मनसो जवीयो नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत्–તેઓ મનને, ઇન્દ્રિયને છોડીને ચાલ્યા ગયા તેમ ન કરત તો મનુષ્ય પણ ડગલે ને પગલે છોડીને ચાલ્યો ન જાત અથર્વવેદ જણાવે છે, આ હજુ ય વધારેની દિશામા, આ છોડી જવાની દિશામા મનુષ્યના શ્રી, ઐશ્વર્ય અને મહત્ત્વ રહ્યા છે.

તેથી માનવદેવતા વિષે સભળાય છે,—

यद् यद् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोऽशसंभवम् ॥

જેમા ઐશ્વર્ય છે, શ્રી છે, શ્રેષ્ઠતા છે, તે મારા જ તેજના અંશમાથી થયેલું છે

આ વિશ્વમા નાનામોટા અનેક પદાર્થો છે માત્ર રહેવાનું જે મૂલ્ય છે તે બધાયને માટે સરખું છે કેવળ અસ્તિત્વના આદર્શથી જોતા માટીના ઢેખાળાની સાથે પદ્મફૂલના ઉત્કર્ષ કે અપકર્ષમા કાઈ ભેદ નથી, પરંતુ માનવમનમા એવો એક પ્રકારનો મૂલ્યભેદનો આદર્શ રહેલો છે, જેમા પ્રયોજનનો વિચાર નથી, જેમ માપવું તોળવું ચાલે નહિ માનવમા વસ્તુથી અતીત એક અહેતુક પૂર્ણતાની અનુભૂતિ,

અન્તિમ સાર્થકતાનો બોધ રહેલો છે તેને જ તે શ્રેષ્ઠતા માને છે પણ આ શ્રેષ્ઠતા વિશે મનની એકતા તો જણાતી નથી ત્યારે તે નિર્મિત- શાશ્વત સત્યમાં પ્રતિષ્ઠિત છે, એ કેવી રીતે કહી શકાય?

જ્યોતિર્વિદ દૂરબીનથી જ્યોતિષ્ક ઉપર આલોચના કરવા માગે છે, પરંતુ તેમાં અડચણો અનેક છે આકાશમાં પૃથ્વીની રજોની, કણોનું આવરણ, બાષ્પનો પટ વગેરે અનેક જાતનું ચયગ ચાલતા આવરણ રહેલું છે. યન્ત્રમાં ખામી હોવી પણ અસંભવિત નથી, અને જે માણસ જુએ છે તેમાં પૂર્વના સંસ્કારનો મેળમેળ પણ હોય બહારના અને અંદરના બધા ય વ્યાઘાત દૂર કર્યા હોય ત્યારે જ વિશુદ્ધ સત્ય મળી શકે તે વિશુદ્ધ સત્ય એક જ છે, પરંતુ બાધાવાળી પ્રતીતિની વિશેષતા પ્રમાણે થગોના ભ્રાંત મત અનેક છે.

પુરાણી સભ્યતાના માર્ગમાં દટાએલા ભાંગ્યાતૂટ્યા અવશેષો તપાસવાથી જણાઈ આવે છે કે પોતાની શ્રેષ્ઠતા પ્રગટ કરવાનો માનવનો રમ્ભલો પ્રયાસ હતો તેણે જે કલ્પનાઓને સકળ કાળની સકળ મનુષ્યોની ગણીને પોતાનામાં અનુભવી હતી તે દ્વારા સર્વ કાળો પોતાનો પરિચય આપવાને તેણે કેટલું બળ, કેટલું કૌશલ્ય વાપર્યું છે ચિત્રોમાં, મૂર્તિઓમાં કે રચના ઉપયોગી સાધનોમાં માણસે વ્યક્તિગત ખ્યાલ જણાવવાનું નથી ઇચ્છ્યું, પરંતુ વિશ્વગત આનંદને સ્થાયી રૂપ આપવાને તેણે હરહમેશ દુઃસાધ્ય સાધના કરી છે જેને સર્વ કાળના સર્વ માનવો સ્વીકારી શકે તેને જ માનવે શ્રેષ્ઠ ગણ્યું છે તે શ્રેષ્ઠતા દ્વારા માણસ પોતાનો પરિચય આપી રહ્યો છે, એટલે કે પોતાના આત્મામાં સર્વ મનુષ્યોના આત્માનો પરિચય આપી રહ્યો છે આ પરિચયની સંપૂર્ણતામાં જ તેનો અભ્યુદય છે, તેની વિકૃતિમાં જ તેનું પતન છે જ્યારે મર્દ મદાંધ કે સ્વાર્થાંધ માણસ આ ચિરમાનવની સામે બળવો કરે છે, ત્યારે બાહ્ય સમૃદ્ધિના આડંબરમાં તેનું વિનાશનું લક્ષણ સહજમાં દેખાઈ આવે છે પાશ્ચાત્ય દેશોમાં શું તે લક્ષણ આજે જણાતું નથી? ત્યાં વિદ્યા છે, બાહુબળ છે,

અર્થબળ છે, બુદ્ધિબળ છે, છતાં ય મનુષ્યને રક્ષણ મળતું નથી. જાતિ-અભિમાનના શિખર ઉપર ચઢીને વિશ્વમારી લોભ જ્યારે મનુષ્યત્વની અવગણના કરવા લાગે છે, જ્યારે રાષ્ટ્રનીતિમાં નિષ્ઠુરતા અને છળકપટનો પાર રહેતો નથી, જ્યારે પરસ્પર ઈર્ષા, અને સંશય પ્રચંડ હિંસાને તીક્ષ્ણ બનાવે છે, ત્યારે માનવધર્મને આઘાત થાય છે અને તે માનવધર્મ જ પાછો ફરીને માણસને આઘાત કરે છે. આ કાંઈ કોઈ પૌરાણિક ઈશ્વરના આદિષ્ટ વિધિની વિરુદ્ધ કોઈ વિદ્રોહની વાત નથી. આ બધા સ્વાર્થપરાયણ લોકો आत्महनो जना છે. આવા લોકો તે આત્માને મારવા ઇચ્છે છે, જે આત્મા સ્વદેશમાં કે પોતાની વાડમાં કેવળ બદ્ધ નથી, પરંતુ જે નિત્યકાળના વિશ્વજનનો છે. એકના પોતાની કે પોતાના માણસની ઉન્નતિ કરવા જતાં બીજા બધા પ્રાણીઓની ઉન્નતિ થઈ શકે, અને તેમાં કોઈ પણ પ્રકારના સત્યનો દ્રોહ થતો નથી. પરંતુ તે જ જ્યારે મનુષ્યોના અસત્યનું કે અધર્મનું સ્વરૂપ પકડે છે, ત્યારે બધી જાતની સમૃદ્ધિ હોવા છતાં તેના દ્વારા જ માણસ समूलेन विनश्यति-સમૂળગો નાશ પામે છે.

વિશુદ્ધ સત્યની ઉપલબ્ધિમાં વિશ્વમાનવમનનો પ્રકાશ થાય છે, એ વાત સહેજે સ્વીકારી શકાય તેવી છે, પરંતુ રસની અનુભૂતિમાં તે જ વિશ્વમનને હૃદયગમ કરીએ છીએ કે નહિ એ વિષે સંશય ઊઠી શકે. જો સૌન્દર્યમાં આનન્દબોધનો આદર્શ દેશ, કાળ, અને પાત્રને ભેદે વિવિધ હોય, તો તેનો શાશ્વત આદર્શ ક્યાં? છતાં ય બૃહત્ કાળનો મેળ રાખીને જ્યારે આપણે મનુષ્યનો ઇતિહાસ તપાસીએ છીએ, ત્યારે આપણને લાગે છે કે કલાના સૌન્દર્યની શ્રેષ્ઠતા વિષે બધા ય કાળના બધા સાધકોના મન મળવાની તરફેણમાં છે. એ વાત નક્કી છે કે નિશ્ચિતપણે દરેક વ્યક્તિ સુંદર સર્જનમાં સંપૂર્ણ રસ પામતી નથી. ઘણાના મન રૂપમાણાં હોય છે. તેમની વ્યક્તિગત અભિરુચિની જોડે વિશ્વરુચિનો મેળ ખાતો નથી. માણસોમાં ઘણા ય સ્વભાવે કરીને જ વિચારમૂઢ હોય છે, વિશ્વ વિષેની તેમની ધારણા મોહાચ્છન્ન

હોવાથી અનેક હોય છે, અને આ રીતે એક સંસ્કારની સાથે બીજાનો મેળ ખાતો નથી વળી પોતપોતાના અંધ સંસ્કારની સત્યતા વિષે તેમાના દરેકનો એવો પ્રચંડ દભ હોય છે કે તેને માટે તેઓ ખૂના-મરકી કરવા સુધી તૈયાર રહે છે. આ પ્રમાણે સંસારમા સ્વભાવે કરીને અરસિક કે બેરસિકનો અભાવ નથી; તેમનો મતભેદ પણ એવો જ ભયકર છે નિમ્ન સપ્તકથી માડીને ઉચ્ચ સપ્તક સુધી જાતજાતના પર્યાયોની જન્મમૃતતા રહેલી છે એમ માનીને જેમ જ્ઞાનની વિશ્વભૌમિક સપૂર્ણતામા અશ્રદ્ધા ન કરી શકાય, તેમ સૌન્દર્યના આદર્શ વિષે પણ છે.

**બર્ટ્રાન્ડ રસેલ** તેમના કોઇ એક ગ્રથની ભૂમિકામા જણાવે છે, કે **બીથોવન (Beethoven)**ના સ્વરસગ (Symphony)ને વિશ્વમનની રચના ગણી શકાય નહિ, તે વ્યક્તિગત છે એટલે કે તે કેવળ ગાણિતિક તત્ત્વની જેમ નથી, જેના ઉદ્ભવમા વ્યક્તિગત મન અ-લક્ષ્ય માત્ર હોય, જે સમગ્ર મનની સામગ્રી હોય પરતુ જો આપણે એમ સ્વીકારીએ કે બીથોવનની રચના બધાયને ગમવી જોઈએ, અર્થાત્ યોગ્ય શિક્ષણ પામ્યાથી, સ્વાભાવિક ચિત્તની જડતા ન હોવાથી, અજ્ઞાન અને અભ્યાસના આવરણ દૂર થયાથી, તે બધાયને ગમે,—તો કહી શકાય કે શ્રેષ્ઠ ગીત રચનારનુ શ્રેષ્ઠત્વ બધાના મનમા સપૂર્ણ રહેલુ છે, પરતુ શ્રોતારૂપે વ્યક્તિવિશેષના મનમા તે બાધાવાળુ છે.

બુદ્ધિ નામની વસ્તુ પોતાના અસ્તિત્વના રક્ષણ પૂરતી ખૂબ જરૂરી છે, પરતુ સૌન્દર્યબોધની અસપૂર્ણતા હોવા છતા સસારમા સિદ્ધિ મળવાના ઘણા દૃષ્ટાંતો છે સૌન્દર્યબોધની કાઈ ગરજખરીની તાકીદ નથી. આમા સ્વેચ્છાચારને માટે કોઇ દડનીય બાધા નથી. યુક્તિ સ્વીકારનારી બુદ્ધિ મનુષ્યના મનમા જેટલી સુનિશ્ચિત થઈ છે, તેટલી સૌન્દર્ય સ્વીકારનારી રૂચિ પ્રાણના વિભાગમા શાસનને અભાવે પરિપક્વ થઈ નથી છતા સમસ્ત માનવસમાજમા સૌન્દર્યસર્જનને માટે માનવ જેટલા ખૂબ શક્તિના પ્રયોગ કરે છે, તેટલા ભાગ્યે જ બીજા વિષયમા થતા હશે. એટલે કે જીવન ટકાવવા પૂરતી તેની

ઉપયોગિતા નથી, પરંતુ તેની ઉપયોગિતા કેવળ આત્મિક છે તેના દ્વારા આપણે બહારનો કોઈ પદાર્થ પામતા નથી, પરંતુ અંતરમાં દીપ્તિમાન થઈએ છીએ પરિતૃપ્ત થઈએ છીએ આ પરિતૃપ્તિથી આપણે જેમને જાણીએ છીએ તેમને જ રસો વૈ સઃ કહીએ છીએ

આ 'થવા' દ્વારા 'પામવા' (to realise through becoming)ની વાત ઉપનિષદમાં વારંવાર આવે છે આથી સમજાય છે કે માનવનો જે ચરમ ઉપલબ્ધિનો વિષય છે તેને વિષે બધા એક છે, તેમાં જ તેઓ સાચા છે કેવળ તેના બોધમાં મુશ્કેલીઓ રહેલી છે

ना विरतो दुश्चरितान् नाशान्तो ना समाहित ।
ना शान्तो मानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥

એટલે કે કેવળ જાણવાથી તેમને પામી નહિ શકાય તેમને થવાદ્વારા મેળવવા જોઈશે દુશ્ચરિતમાંથી વિરત થઈને, સમાહિત થઈને, રિપુ-દમન કરી નિશ્ચલ મન રાખીને તેમને પામવા પડશે એટલે કે આ એવું પામવાપણું છે, જેમાં પોતાના જ ચિરંતન સત્યને પામવાનું છે

આગળ જણાવી ગયો છું કે માનવિક સત્યને વિશુદ્ધરૂપે જોવા માટે પાસેની સઘળી મલિનતા અને ચંચળતા અને વ્યક્તિગત સર્વ વિકારોમાંથી દૂર થવું જરૂરી છે આત્મિક સત્યમાં આ બાબત વળી વધારે લાગુ પડે છે જ્યારે પશુસત્તાનો વિકાર આપણે આત્મિક સત્યમાં આરોપીએ છીએ, ત્યારે તે પ્રમાદ સહુથી વધારે ભયંકર થઈ પડે છે, કારણ કે તે વેળા આપણા હોવા (becoming)ના પાયામાં આઘાત લાગે છે જાણવાની ભૂલ કરતાં હોવાની ભૂલ વધારે સર્વનાશી છે તે આપણો ત્યારે જણાય છે, જ્યારે આપણે જોઈએ છીએ કે જે શક્તિને આપણે મેળવી છે તે જ શક્તિ મનુષ્યની હિંસા અને લોભનું વાહન બનીને તેનો આત્મઘાત પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી વિસ્તારી રહી છે આથી જ કોઈ સંપ્રદાયો જ્યારે વ્યક્તિગત કે વિશેષ સમૂહગત સ્વભાવની વિકૃતિ માનવની પાપબુદ્ધિને જોર તો આદર આપે છે, તેનું વૈજ્ઞાનિક ભ્રાંતિ કે વૈષયિક વિરોધમાં જોવામાં

નથી આવતું આવે વખતે સાંપ્રદાયિક દેવતા વિદ્વેષબુદ્ધિ, અહંકાર, અવગણના, મદતા વગેરેનો દઢ આશ્રય લઈને ખડો થાય છે, શ્રેયના નામનો વાવટો ફરકાવીને અશ્રેયકારી જગદ્વ્યાપી અશાંતિને પ્રવર્તાવે છે આથી સ્વયં દેવત્વનું અપમાન થાય છે અને તેથી માણસને પણ તે અપમાનિત અને પરસ્પરના વ્યવહારમાં મતમ ગમે છે આપણા દેશમાં આ દુર્યોગ આપણી શક્તિ અને સૌભાગ્યના મૂળમાં આઘાત કરી રહ્યો છે

બીજા દેશોમાં પણ આનાં ઉદાહરણ ઘણાં છે. સાંપ્રદાયિક ક્રિશ્ચિયન, ભારતવર્ષના સાંપ્રદાયિક દેવચરિત્ર, પૂજાવિધિ, ચરિત્રવિકૃતિ અને હિંસ્રતા જોઈને અવજ્ઞા કરે છે મમકારવશાત તેઓ જોઈ શકતા નથી કે મનુષ્યની પોતાની અહિતબુદ્ધિ તેમના જ દેવતાની ધારણાને પણ કેવી ભયંકર રીતે અધિકૃત કરી રહી છે બાપ્તિસ્મા (Baptism) મળ્યા પહેલાં જો કોઈ બાળકનું મૃત્યુ થાય, તો જે સાંપ્રદાયિક શાસ્ત્રમત પ્રમાણે તેનો અનંત નર્કવાસ થાય, તે શાસ્ત્રના દેવચરિત્રમાં જે અપરિસીમ નિર્દયતાનો આરોપ કરવામાં આવ્યો છે તેની સરખામણી બીજે ક્યાં મળી શકે ? ભલે ગમે તે પાપ માટે હોય, પરંતુ આ અનંત નર્કની કલ્પના માત્ર હિંસ્રબુદ્ધિનો ચરમ પ્રકાશ છે યુરોપના મધ્યયુગમાં શાસ્ત્રગત ધર્મશ્રદ્ધાને અવિચલિત રાખવાને જે વિજ્ઞાનવિરોધી ધર્મવિરોધી તોફાનો થયાં હતાં, તેનાં મૂળ અહીંયાં છે તેનો આદર્શ સભ્ય માનવના જેલખાનામાં આજે પણ નિર્ભીકા દેવતાની રહ્યો છે ત્યાં શોધન કરવાની નીતિ નથી જણાતી, છે કેવળ શાસન કરવાની હિંસ્રતા

માનવતાના વિકાસની સાથે સાથે જ દેવતાની ઉપલબ્ધિ મોહ-મુક્ત થતી જવી જોઈએ, અથવા તો થવી ઉચિત છે તેમ થતું નથી, કારણ કે ધર્મસંબંધી બધી વાતોને આપણે નિત્ય માનીને પકડી રહ્યા છીએ ઘડીભર ભૂલી જઈએ છીએ કે ધર્મના નિત્ય આદર્શની શ્રદ્ધા કરવી એટલે ધર્મના મતમતાંતરને પણ નિત્ય ગણવા, એ વાત

યથાર્થ નથી ભૌતિક વિજ્ઞાનના મૂળમા નિત્ય સત્ય રહેલું છે, માટે વૈજ્ઞાનિક મતમાન નિત્ય છે, એવી પ્રાચીનપંથી(Orthodox) વાત જો આપણે જાણીએ, તો આજે પણ કહેવું જોઈએ કે સૂર્ય જ પૃથ્વીની પ્રદક્ષિણા કરે ! ધર્મ વિષે પણ સાધારણ રીતે આવી જ ભૂલ થાય છે સંપ્રદાય પોતાના જ મતને ધર્મ માને છે, અને બીજા ધર્મો આઘાત કરે છે અને એ ઉપરાંત જે વાદવિવાદ, જે નિર્દયતા, જે બુદ્ધિવિચારહીન અધર્મમાર્ગનો પ્રચાર થાય છે, તેના જેવુ માનવજીવનના બીજા કોઈ વિભાગમા થતુ જણાતુ નથી

એ વાત માનવી જ પડશે કે ભૂલ ભરેલા મત મનુષ્યના જ હોય છે, બીજા પ્રાણીઓના નહિ આદિ કાળથી માંડીને આજસુધી ભૂલ ભરેલા મતનો ઉદ્‌ભવ થતો આવ્યો છે, કારણ કે મનુષ્યમા એક પ્રકારનો અનિવાર્ય સમગ્રતાનો બોધ રહેલો છે જ્યારે કોઇ એક તથ્ય સ્વતંત્ર રીતે વિચ્છિન્નભાવે તેની સામે ખડું થાય છે, ત્યારે તેને જ સમ્યક્ ગણીને તે સ્વીકારી શકતા નથી તેને પૂર્ણ કરવાના આગ્રહથી તે કલ્પનાનો આશરો લે છે આ કલ્પના સ્વભાવની ભિન્નતા પ્રમાણે મૂઢ કે પ્રાજ્ઞ, સુન્દર કે કુત્સિત, નિષ્ઠુર કે સકરુણ વગેરે અનેક રીતની હોઇ શકે પરંતુ પ્રત્યક્ષ વિચ્છિન્નતાને અપ્રત્યક્ષ સમગ્રતાનુ સત્ય પરિપૂર્ણ કરી રહ્યું છે, એ મૌલિક વાતમા તેનો વિશ્વાસ છે સમગ્રની ઉપલબ્ધિ કરવાની જે પ્રેરણા તેના મનમા રહેલી છે, તેજ તેનો ભૂમાનો બોધ છે

માનવ અંતરમા અને બહાર અનુભવે છે કે તે સમગ્રમા રહેલો છે એ સમગ્રની સાથેના જાગ્રત પ્રયત્નશીલ યોગસાધન દ્વારા જ તે પોતાને સાચી રીતે જાણી શકે બહારના યોગમા તેની સમૃદ્ધિ છે, ભીતરના યોગમા તેની સાર્થકતા છે

આપણો ભૌતિક દેહ કોઈ સ્વતંત્ર પદાર્થ નથી પૃથ્વીની માટી, જળ, વાયુ, તાપ, અને તેના વજન, માપ, ગતિ વગેરેના સામંજસ્યથી આ શરીર ટકે છે ક્યાંય તેની સાથે આનો સ્વતંત્ર વિચ્છેદ નથી

આપણે કહી શકીએ કે પૃથ્વી માણસનો પરમ દેહ છે. પોતાની સાધના દ્વારા, યોગસ્થાપન દ્વારા આ વિરાટને માણસ પોતાનું બનાવી રહ્યો છે; નાના દેહને મોટામાં પ્રસારી રહ્યો છે, વિશ્વભૌતિક શક્તિને કાબૂમાં આણીને પરિમિત દેહની કાર્યશક્તિને પરિપૂર્ણ કરી રહ્યો છે; આંખ દૂર દૂરના મહીયાનને અને નિકટના કનીયાનને સ્પષ્ટતર જુએ છે: બન્ને હાથ હજારો હાથની શક્તિ મેળવી રહ્યા છે, દેશનું દૂરત્વ સાંકડું બનીને આપણા દેહનું નિકટવર્તી થાય છે. એક દિવસ સમસ્ત ભૌતિક શક્તિ દેહશક્તિનું પરિશિષ્ટ થશે એવો માનવનો સંકલ્પ છે.

सर्वतः पाणिपादन्तत्सर्वतोऽक्षिशिरो मुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

આ વાણીને પોતામાં સાર્થક કરવાને માનવ અહોનિશ આગળ ધપી રહ્યો છે. કાંઇક તદ્દન નવું કરવું એનો તેનો ઉદ્દેશ નથી, પરંતુ પોતાની દેહશક્તિની સાથે વિરાટ ભૌતિક શક્તિનો મેળ રાખીને અગ્રેસર થવું એવી તેની ધારણા છે.

ધારો કે બધું ય થયું, ભૌતિક શક્તિ પૂર્ણતાએ પહોંચી, છતાં ય શું માનવ નહિ બોલે—તતः किम् ? **રામાયણ**માં વર્ણવેલા **દશાનન**ના શરીરમાં માનવની સ્વાભાવિક દેહશક્તિ અનેક પ્રમાણમાં હતી. દસે દિશાઓમાંથી હરેલા ઐશ્વર્યથી સ્વર્ણલંકાપુરી પૂર્ણ થઇ હતી. પરંતુ મહાકાવ્યમાં તેને અંતિમ સ્થાન મળ્યું નહિ. તેનો પરાભવ થયો **રામચંદ્ર**ને હાથે; એટલે કે બહારથી જે દરિદ્ર હતા, પરંતુ આત્મામાં જે ઐશ્વર્યવાન હતા, તેમને હાથે સંસારમાં આવો પરાભવ આપણે હમેશાં જોઈ શકતા નથી, ઘણીવાર તેથી વિપરીત પણ જણાય છે. છતા ય આશ્ચર્યની વાત એ છે કે માણસ આને પરાભવ ગણે છે. મનુષ્યનુ એક ગૂઢ જગત છે, જ્યા આ પરાભવનો અર્થ મળી શકે. અને તે જગત છે તેનું આત્માનું જગત.

પોતાની સત્તાના પરિચય માટે આપણી ભાષામાં બે નામ છે: **અહં** અને **આત્મા**. એકને દીવાની સાથે સરખાવી શકાય, બીજાને

શિખાની માફક પ્રદીપ પોતાનું તેજ ફેલાવે છે, તેના ઉપાદાન પ્રમાણે તેનો પ્રકાશનો ભાર નક્કી થાય છે. એ જ નો માનવીનો, તો એ જનો માર્ગનો શિખા પોતાને જ પ્રકાશિત કરે છે, અને તેના જ પ્રકાશથી બીજું બધું પ્રકાશિત થાય છે પ્રદીપની સીમાને ઓળંગીને તે નિખિલમાં પ્રવેશે છે.

માનવનો પ્રકાશ જ્યારે તેના આત્માને પ્રત્યક્ષમાં કરે છે, ત્યારે તેનો સમયનો અહંકાર શુદ્ધ થઈ જાય છે જ્ઞાનમાં, પ્રેમમાં, ભાવમાં આ આત્મા વ્યાપ્તિ દ્વારા જ સાર્થક થાય છે આ યોગની બાધાથી જ તેનો અપકર્ષ થાય છે જ્ઞાનના યોગમાં વિકાર થવાથી મોહ, ભાવના યોગમાં વિકાર થવાથી અહંકાર, અને કર્મના યોગમાં વિકાર થવાથી લાભ, સ્વાર્થપરાયણતા જન્મે છે ભૌતિક વિશ્વમાં સત્ય પોતાનું સર્વવ્યાપક ઐક્ય સાબિત કરે છે, અને તે ઐક્યની ઉપલબ્ધિમાં જ વૈજ્ઞાનિક આનન્દ માણે છે. તેવી રીતે આત્માનો આનન્દ આત્માની ઐક્યની ઉપલબ્ધિ દ્વારા જ મળે છે તેને નિ. ઉપનિષદ્ જણાવે છે, तमेवैकं जानथ आत्मानम्–તે જ આત્માને જાણો, તે જ એકને જાણો, જેને સકળ આત્મામાં એક કરીને જોવાથી સત્યને જાણી શકાય પ્રાર્થનામય છે, य एक –જે એક છે,–स नो बुद्धया शुभया संयुनक्तु–તે શુભ બુદ્ધિ દ્વારા આપણને બધાને એક કરો જે બુદ્ધિથી આપણે બધા મળી શકીએ તે જ બુદ્ધિ શુભ બુદ્ધિ છે, અને તે જ બુદ્ધિ આત્માની છે यथैवात्मा परस्तद्वत् द्रष्टव्य शुभमिच्छता–પોતાની જેમ પારકાને જોવાની ઇચ્છાને જ શુભ ઇચ્છા કહેવાય, કારણ કે શુભ સિદ્ધિલોભમાં ય નથી, પુણ્યલોભમાં ય નથી બીજામાં પોતાના ચૈતન્યને પ્રસારવામાં જ શુભ રહેલું છે, કારણ કે પરમ માનવાત્મામાં જ આત્મા સત્ય છે

सर्वव्यापी स भगवान्, तस्मात्सर्वगत शिव —

જે હેતુથી ભગવાન સર્વગત છે, સર્વવ્યાપી છે, તેથી જ તેઓ શિવ છે સમાજમાં શિવ છે, ઐશ્વર્યધનમાં શિવ છે આચારી લોક

જ્યારે સામાજિક કૃત્રિમ વિધિ દ્વારા ખંડતા અર્જે છે, ત્યારે તેઓ કલ્યાણને ગુમાવે છે. એના બદલામા જે કાલ્પનિક પદાર્થ દ્વારા તેઓ પોતાને ભોળવે છે, તેને તેઓ પુણ્યને નામે ઓળખે છે. આ પુણ્ય ગમે તે હોય, પણ તે શિવ તો નથી જ. આવો સમાજવિધિ આત્માના ધર્મને પીડા દે છે. स्वलक्षणस्तु यो वेद स मुनि श्रेष्ठ उच्यते—આત્માના લક્ષણ જે જાણે તે જ મુનિ શ્રેષ્ઠ છે. આત્માનુ લક્ષણ શુભ બુદ્ધિ છે. આ શુભ બુદ્ધિ બધાને એક કરે છે.

પૃથ્વી પોતે પોતામાં ફરે છે, અને તે ઉપરાત બૃહત્ કક્ષામા તે સૂર્યની પણ પ્રદક્ષિણા કરે છે. માનવસમાજમા પણ જે કાઈ પ્રવૃત્તિ થાય છે તેના આ પ્રકારે બે વર્ગ છે. એક બાજુ વ્યક્તિગત અહપણાના આકર્ષણથી ધનસંપત્તિ, પ્રભુત્વ વગેરેનુ આયોજન થાય છે. અને બીજી બાજુ અમિત માનવની પ્રેરણાથી પરસ્પર કર્મનો યોગ, આનન્દનો યોગ, એકબીજાને માટે ત્યાગ વગેરે થાય છે. અહીંઆં આત્માના લક્ષણનો સ્વીકાર કર્યાથી જ તેની શ્રેષ્ઠતાની ઉપલબ્ધિ થઇ શકે છે બન્ને પાસપાસે હોવાથી કેવી વિપરીત અસગતિ જણાઈ આવે છે તેનુ એક દષ્ટાત આપુ

કેટલાક વર્ષો પહેલા લડનના 'ટાઇમ્સ'મા એક સમાચાર આવ્યા હતા તેનું વિવરણ અમેરિકાના 'નૅશન'માથી ટાકુ છુ. વિમાન ('વાયુપોત')મા બેસીને બ્રિટિશ વાયુનાવિકસૈન્ય અફઘાનિસ્તાનમા આપ્તુદ ગામ તોડી પાડવા મડ્યુ હતુ. એક શતઘ્નીવર્ષિણી (machine-gun) વાયુતરી (વિમાન) બગડી જઇને નીચે પડી. ત્યા એક અફઘાન કન્યા ઘવાએલા માણસોને પાસેની ગુફામા લઇ ગઇ તેમનુ રક્ષણ કરવાને એક માણસ ગુફાને બારણે ઊભો રહ્યો. ચાળીશ જણ છરા ખોલીને તેમને મારી નાખવા તેયાર થયા. પણ પેલા રક્ષકે તેમને અટકાવી રાખ્યા ઉપરથી બૉમ્બનો માર ચાલુ, ભીડ કરીને લોક ગુફામા પેસી જવા હેલાકેલી કરે પાસેના ગ્રામ એક માલિક અને મુલ્લા તેમને અનુકૂળતા કરી આપવા માટે તૈયાર થયા.

સ્ત્રીઓમાની કેટલીકે તેમને ખવરાવવાનું માથે લીધું છે? કેટલા દિવસ બાદ તે દેશો પોતાના પહેરાવીને તેઓ પોતાના લોકોને ભગ વિનાને સ્થાને પહોંચાડી આવ્યા

આ પ્રકારમા માનવસ્વભાવની બે વિરોધી વાતો ખૂબ ઉપરે જણાય છે વિમાનમાથી બોમ્બ નાખવાથી જણાઇ આવે છે કે માણસની કેવી આશ્ચર્યકારક સમૃદ્ધિ છે, પૃથ્વીથી માંડીને આકાશ સુધી તેના શસ્ત્ર બાહુનો કેવો નિપુન વિસ્તાર છે અને મારવા આવેલા શત્રુને ક્ષમા આપીને તેનુ રક્ષણ થયુ એ બીજો પરિચય શત્રુને હણવાની સહજ પ્રવૃત્તિ માણસના સ્વધર્મમા રહેલી છે તેમાથી ઉત્તીર્ણ થઇને માણસે જણાવ્યુ કે શત્રુને ક્ષમા કરો આ બાબત પ્રાણીધર્મની દષ્ટિથી હાનિકર છે, પરંતુ માનવધર્મના ઉત્કર્ષનુ તે લક્ષણ છે

આપણા ધર્મશાસ્ત્રોમા જણાવ્યુ છે કે જે માણસ રથમા નહિ પણ પૃથ્વી પર હોય, તેને રથમા બેઠેલો મારી ન શકે જે કલીબ હોય, કૃતાજલિ હોય, મુક્તકેશ હોય, આસીન હોય, શરણે આવેલો હોય, તેમનો મરાય નહિ જે ઊંઘતો હોય, બખ્તર વિનાનો હોય, નગ્ન હોય, નિરસ્ત્ર હોય, અયુદ્ધ્યમાન હોય યુદ્ધ જોતો હોય, બીજાની સાથે યુદ્ધ કરતો હોય તેને પણ ન મારી શકાય જેના અસ્ત્ર ભાગી ગયા હોય, જે શોકાર્ત હોય, પરિક્ષત હોય, ભીત હોય, પરાવૃત્ત હોય, સત્ય ધર્મનું અનુસરણ કરતો હોય તેને પણ ન મરાય

સતનો ધર્મ એટલે માનવમા જે સત્ય હોય તેનો ધર્મ, તેનામા જે મહાન હોય તેનો ધર્મ યુદ્ધ કરતી વેળા જો માનવ તેનો આચરણ કરે તો ક્ષુદ્ર દષ્ટિથી તેની જીત થવા છતા મહત્‌ની દષ્ટિથી તેની હાર ગણાય ઉપકરણની દિશામા તેની સિદ્ધિ ભલે હોય, પરંતુ અમૃતની દિશામાથી તે વંચિત રહે છે આ અમૃતનો આદર્શ ગણનાથી પર છે

સ્વર્ણલકાનં માપતોલ થઇ શકે દશાનનના માથા કે હાથ ગણવાથી આશ્ચર્ય પામી શકાય તેની અક્ષૌહિણી સેનાની પણ સખ્યા છે

જ્યવિસ્તારના પરિધિથી તે એના ll શક્તિ પણ પરિમેય છે આત્મા ના મહિમાનુ પરિમાણ નથી શત્રુને મારવાનુ પરિમાપ છે, તેની ક્ષમા નુ નથી આત્મા જે મહામૂલ્યવાન હોવાનો પરિચય આપે છે, અને પોતે પામે છે, તે પરિચયનુ સત્ય, જેને **અથર્વવેદ**મા સીમાનુ ઉદ્‌વૃત્ત (surplus)–મર્યે ગોનુ ઉત્શો કહ્યુ હતુ, તે અપરિમેયમા શ વિનાજતુ નથી? શુ તે એવો સ્વયભૂ બુદ્‌બુદ છે જેનો કોઈ સમુદ્રની સાથે યોગ ન હોય? સાભળ્યુ છે કે न पाप प्रतिपाप स्यात्– તમારા તરફ જે પાપ આચરે તેના તરફ ફરીથી પાપ આચરો મા આ વાતને વ્યવહારમા કોઇ સ્વીકારે યા ન સ્વીકારે, છતા તેને પાગલ નો પ્રલાપ માત્ર કહીને કોઇ હસી કાઢી શકે નહિ માનવના જીવનમા આનો સ્વીકાર ભાગ્યે જ થાય છે, મોટે ભાગે તો તેનો વિરોધ જ જણાય છે, એટલે કે મખ્યની દૃષ્ટિથી તેનુ સત્ય પ્રત્યક્ષ નથી યતુ એમ કહેવામા હરકત નથી ત્યારે તેનુ સત્ય ક્યા? માનવે તેનો શો ઉત્તર દીધો છે તે સાભળીએ

यस्यात्मा विरत पापात् कल्याणे च निवेशित ।
तेन सर्वमिद बुद्ध प्रकृतिर्विकृतिश्च या ॥

જેનો આત્મા પાપમાથી વિરત છે અને કલ્યાણમા પરોવાએલો છે, તે બધુ જાણે છે તેથી જ ત જાણે છે કે શુ સ્વભાવસિદ્ધ છે, શુ સ્વભાવવિરુદ્ધ છે

માનવ પોતાના સ્વભાવને ત્યારે જાણી શકે, જ્યારે પાપમાથી નિવૃત્ત થઇને કલ્યાણની એટલે કે બધાયના હિતની તે સાધના કરે એટલે કે મનુષ્યોમા જેઓ મહાપુરુષો હોય છે, તેઓ જ મનુષ્યના સ્વભાવને પારખી શકે છે કઈ રીતે? तेन सर्वमिद बुद्ध પોતાના નિર્મળ મનથી તે બધુ સમજી શકે છે સત્ય અને શિવ સમગ્રમા રહેલા છે અહની સીમામા બધાએલા સ્વભાવનુ જે પાપ છે, તેમાથી વિરત થયે માનવ પોતાની આત્મિક સમગ્રતાને જાણી શકે છે, અને ત્યારે જ પોતાની પ્રકૃતિ જાણી શકાય છે તેની આ પ્રકૃતિ કેવળ

પોતાને માટે નથી, પરંતુ જેમને વિષે **ગીતા** જણાવે છે કે જેમ પૌરુષ નૃણુ—મનુષ્યોનું મનુષ્યત્વ છે, તેમને માટે છે માનવ આ પૌરુષ ઉદ્દેશીને બોલી શકે, धर्मयुद्धे मृतो वापि तेन लोकत्रयं जितम् मृत्यु માનવ તે જ પૌરુષની માગણી આપે છે, જે તેનું દેવત્વનું લક્ષણ છે, જે મૃત્યુથી અતીત છે.

શ્રેય અને પ્રેય વિષે અત્યાર સુધીમાં જે કાંઈ કહેવાયું સમાજસ્થિતિની દૃષ્ટિથી નહિ નિંદા અને પ્રશંસાની પાકી ભૂમિકા પ શાસન અને ઉપદેશ દ્વારા આત્મરક્ષણના ઉદ્દેશથી જે વ્યવસ્થા સમાજ નક્કી કરે છે, તેમાં ચિરંતન શ્રેયોધર્મ ગૌણ હોય છે, રૂઢિ યુક્ત સમાજરક્ષણ મુખ્ય હોય છે આથી કરીને શ્રેયોધર્મને વિશુદ્ધ ભાવે સમાજમાં પ્રવર્તાવવો નુકસાનકારક છે એવી વાતો સમજાય છે વારંવાર જણાવવામાં આવે છે કે સાધારણ જનતામાં મોટા પ્રમાણમાં મૂઢતા રહેલી છે, માટે તેમને અનિષ્ટમાંથી બચાવવા માટે મોહ દ્વારા પણ તેમનું મન ભોળવવું રહ્યું, કોઈ ઉપાયથી પણ તેમને ભય બતાવવો કે સાંત્વના દેવી જરૂરી રહી—જાણે તેઓ ચિરશિશુ કે ચિરપશુ ન હોય ! જેવું ધર્મસંપ્રદાયોમાં, તેવું જ સમાજમાં છે પૂર્વકાળમાં જે પ્રથાઓ તથા મતમતાંતર પ્રચલિત હતા, તે બધા પાછળના કાળમાં પણ પોતાનો અધિકાર છોડવા માગતા નથી પાંખાળા જંતુઓ વિષે જણાય છે કે કેટલાક શાંત જંતુઓ બીજાં જંતુનો વેશ બનીને બચી જાય છે. સમાજરીતિ પણ તેવી છે નિત્યધર્મના છૂપા વેશમાં તે પોતાની જાતને પ્રબળ અને સ્થાયી કરવાનો પ્રયત્ન કરે છે એક બાજુથી તેનો પવિત્રતાનો બાહ્યાડંબર હોય છે, બીજી બાજુ પારલૌકિક દુર્ગતિનો ભય હોય છે અને આની સાથે મજેની શાસનની અનેકવિધ કઠોર, અરે, અન્યાયપૂર્ણ પ્રણાલી,—પોતે જ ઘડેલા નર્કના તર્જનીસંકેતથી નિરર્થક અંધ આચારનું પ્રવર્તન—હોય છે રાષ્ટ્રતંત્રમાં આ બુદ્ધિનું જ પ્રતીક આંદામાન છે, ફ્રાન્સમાં ડેવિલ આયલૅંડ છે, ઇટલીમાં લિપારી દ્વીપ છે આ બધાનો સાર એ થયો

કે વિશુદ્ધ શ્રેયોનીતિ અને લોકસ્થિતિ એક તાલે ચાલી શકે નહિ. જેઓ સત્યને, શ્રેયને, માનવતાને ચરમ લક્ષ્ય ગણીને તેમાં શ્રદ્ધા રાખતા આવ્યા છે, તેમની બુદ્ધિની સાથે આ બુદ્ધિની લડાઈ હમેશાં ચાલતી આવી છે.

રાજ્ય અથવા સમાજની ઉપયોગિતાની દૃષ્ટિથી શ્રેયનું મૂલ્યાંકન કરવું આ પ્રબંધનો ઉદ્દેશ નથી. માનવે જે શ્રેયને સ્વીકાર્યું છે, તેની સ્વીકૃતિનો આશ્રય ક્યા છે, સત્ય ક્યા છે, તે જ અહીંઆં વિચારવાનુ છે. રાજ્યનાં તેમજ સમાજના જાતજાતનાં સ્વાર્થસાધનોના ક્ષેત્રમાં, તેના હમેશના વ્યવહારમા આ શ્રેયનો ડગલે ને પગલે વિરોધ થાય છે; છતાં ય આત્મપરિચય તરીકે તો માનવે તેને જ શ્રેષ્ઠ સ્થાન આપ્યુ છે, તેને જ ધર્મ, પોતાનો ચરમ સ્વભાવ ગણ્યો છે. શ્રેયના આદર્શ વિષે દેશ, કાળ અને પાત્ર પ્રમાણે પૂરતો મતભેદ હોવા છતાં માનવે તેની જ શ્રદ્ધા કરી છે. આથી માણસના ધર્મનુ કયુ સ્વરૂપ પ્રગટ થાય છે તેનો અત્યાર સુધી વિચાર કર્યો. આ સ્વરૂપ કેવું છે અને કેવુ હોવું જોઇએ, એ દ્વન્દ્વ માનવઇતિહાસના આરંભકાળથી માંડીને પ્રબળ વેગે ચાલતો આવ્યો છે. તેનો વિચાર કરતા જણાવ્યુ છે કે માનવના અંતરમાં એક બાજુએ પરમમાનવ અને બીજી બાજુએ સ્વાર્થસીમાબદ્ધ અહંમાનવ છે આ બન્નેના સામંજસ્યનો પ્રયત્ન જ માનવમનની અનેક અવસ્થા પ્રમાણે અનેક આકારે પ્રકારે ધર્મતંત્ર રૂપે વ્યક્ત થતો આવ્યો છે. નહિ તો કેવળ સરળતા કે અસરળતા, પ્રિય કે અપ્રિય, પ્રાણિધર્મના ભૌતિક ક્ષેત્રમા પ્રબળ હોત; પાપ કે પુણ્ય, કલ્યાણ કે અકલ્યાણનો કાંઈ અર્થ જ રહેત નહિ.

માનવમા રહેલી આ જે કલ્યાણની મતિ છે, તેનું સત્ય ક્યાં છે? ભૂખતરસની માફક પ્રથમથી જ જો તેનો બોધ આપણા મનમાં પૂર્ણ હોત તો તેની સાધના કરવી ન પડત મને લાગે છે કે તેનુ સત્ય વિશ્વમાનવમનમા છે. પરંતુ સઘળા મનુષ્યોના મનનુ સમષ્ટિરૂપ આ વિશ્વમાનવમનનો મહાદેશ સર્જે છે, એ વાત બરાબર નથી.

વ્યક્તિગત મન વિશ્વમનમા આશ્રિત છે, પરતુ વ્યક્તિગત મન ગોગરૂળ વિશ્વમન નથી. જો તેમ હોત તો જે મળ્યુ છે તે જ એકાત હોત, અને જે હોઇ શકે તેનું સ્થાન જ ન રહેત બના જે થયુ નથી, જે થઇ શકે, તેનુ જ જોગ, તેનો જ અધિકાર માનવના ઇતિહાસમા જેવામા આવે છે તેની જ તલપ અનિવાર્ય બનીને મનુષ્યની નજર તાને યુગે યુગે વર્તમાનની સીમા ઓળગાવે છે આ તલપ જો શિથિલ થઈ જાય, તો સત્યના અભાવે સમાજ શ્રીહીન થઈ જાય

બીજો પ્રશ્ન એ, કે મારા વ્યક્તિગત મનમા જે સુખદુ ખ અનુભવુ છુ તે વિશ્વમનમા છે કે નહિ? સહજ વિચારતા જ જણાઇ આવે કે અહમ્‌સીમામા જે સુખદુ ખ છે, તેનુ આત્માની સીમામા રૂપાતર થાય છે જે માનવ સત્યને માટે, દેશને માટે, લોકહિતને માટે પોતાનુ જીવન સમર્પીને બૃહત ભૂમિકામા પોતાને નિહાળે છે, તેને માટે વ્યક્તિગત સુખદુ ખનો અર્થ પલટાઈ જાય છે તે માનવ સહજભાવે સુખનો ત્યાગ કરી શકે છે અને દુ ખને સ્વીકારીને તેનાથી પર થાય છે સ્વાર્થભર્યા જીવનમા સુખદુ ખનો બોજો ભારે લાગે છે, પણ જ્યારે માનવ સ્વાર્થનો ત્યાગ કરે છે, ત્યારે તેનો ભાર એટલો હળવો થઇ જાય છે કે તે વખતે પરમ દુ ખની અદર તેની સહિષ્ણુતાને, અપમાનના આઘાતમા તેની ક્ષમાને, આપણે અલૌકિક ગણીએ છીએ ભૂમામા પોતાની ઉપલબ્ધિ કરવી એ જ સત્ય છે, અહમ્‌સીમામા રહીને જણાવુ એ અસત્ય છે વ્યક્તિગત દુ ખ આ અસત્યમા છે

આપણે દુ ખને જે ભાવે જોઇએ છીએ તે ભાવ ભૂમામા ટકી શકતો નથી. જો ટકત તો ત્યા દુ ખનુ લાઘવ કે અવમાન ન થાત. સગીતની અપૂર્ણતામા અનેક બેસુર હોય છે, તેમાનો એક પણ બેસુર સપૂર્ણ સગીતમા બેસુર રહી ન શકે જેટલે અશે તે સંપૂર્ણ સગીત તરફ વિસ્તરે છે, તેટલે અશે તેનુ બેસુરીલાપણુ ઘટતુ જાય છે બેસુર આપણને પીડા આપે છે, નહિ તો સુર તરફની આપણી યાત્રા સફળ થાત નહિ તેથી જ વિરાટને હુ રુદ્ર કહું છુ તેઓ દુ ખને માર્ગે મુક્તિની દિશામા

આપણને આકર્ષે છે. અપૂર્ણતાનો ક્ષય કરવાથી પૂર્ણની સાથેનુ મિલન વિશુદ્ધ આનન્દમય થાય છે, એવી વિશ્વમાનવની અભિલાષા છે. તેમના તરફ આપણો પ્રેમ જાગ્રત કરીને, તેમના જ પ્રેમને યુગે યુગે સાર્થક કરીશુ,—એવી પ્રતીક્ષાનુ આહ્વાન આપણી પાસે આવી ગ્યુ છે.

તે આહ્વાનના આકર્ષણથી માનવ અજ્ઞાતની દિશામા નીકળી પડ્યો છે. આ યાત્રાનો ઇતિહાસ જ તેનો ઇતિહાસ છે. તેને આવવાના માર્ગને પડખે કેટલાંય સામ્રાજ્યો ઉભા થયા અને પડ્યા, કેટલી ય માલમિલકતના ઢગના ઢગ રચાયા અને ધૂળ ભેળા થયા. જેવી રીતે નાનપણના રમકડા માણસ મોટો થાય ત્યારે ભાગી નાખે છે, તેવી રીતે માનવે પોતાની આકાક્ષાને વ્યક્ત કરવા માટે કેટલીયે પ્રતિમાઓ ઘડી અને ભાગી કેટલા ય માયામંત્રોની ચાવી બનાવવા માટે તેણે પ્રયત્નો કર્યા, તે ચાવીથી પ્રકૃતિનો રહસ્યભડાર ખોલવાની તેની ઇચ્છા હતી, વળી તે બધુ ફગાવી દઇને ગહનમા પ્રવેશવાનો છૂપો માર્ગ શોધ્યા તે ફરીથી બહાર નીકળી પડ્યો. આ રીતે તેના ઇતિ-વૃત્તમા એક યુગથી બીજો યુગ આવે છે. માનવે અશ્રાન્ત યાત્રા કરી છે તે કેવળ અન્ન વસ્ત્ર માટે નહિ, પરતુ પોતાની સમસ્ત શક્તિ દ્વારા માનવલોકમા મહામાનવની પ્રતિષ્ઠા કરવા માટે, પોતાની જટિલ બાધાઓમાથી પોતાના અન્તરતમ સત્યનો ઉદ્ધાર કરવા માટે આ સત્ય તેના ઢગલેઢગલા દ્રવ્યના ભારથી પણ મોટુ છે, તેનાં સઘળા કૃતકર્મથી મોટુ છે, તેના બધા પ્રથાનુસારી વિશ્વાસથી મોટુ છે. તેનુ નથી મૃત્યુ, નથી ક્ષય માનવે અનેક ભૂલો, અનેક ભ્રમ, અનેક નિષ્ફળતાઓ કરી તેના ચિહ્નો રસ્તે રસ્તે પ્રકાડ ભગ્નસ્તૂપરૂપે પથરાયા છે. માનવને દુ ખ અને વ્યથાના આઘાત ઘણા થયા છે. પોતાની રૂંધાએલી સાર્થકતાની શૃખલા તોડવાને તેણે અવિરત પ્રયત્ન આદર્યા છે. જો માનવના અંતરવાસી ભૂમામા આનો કોઇ ચિરતન અર્થ ન હોત, તો આ બધુ એક પળ પણ કોણ સહી શકત? માનવના બધા દુ ખોથી

પણ ખરી હકીકત એ છે કે તે પોતાના ચૈતન્યને પોતાના અસીમની દિશામાં પ્રસારે છે; જ્ઞાનમાં, પ્રેમમાં, કર્મમાં, બૃહત્તર ઐક્ય મેળવવાનો તે આગ્રહ ધરે છે, પોતાની સઘળી મહત્ પ્રાપ્તિમાં તેમનું નિકટતર સામીપ્ય મેળવવાને આતુર બનીને તેણે પોતાના હાથ તેમને લગાવ્યા છે, જેમને सर्वग सर्वत प्राप्य धीरा युक्तात्मान सर्वमेवाविशन्ति માનવનો જન્મ પામીને આગમ એનું પ્રહ્યું? વિશ્રામ ક્યાં મળવાનો છે? મુક્તિ મેળવવી પડશે, મુક્તિ દેવી પડશે, એ જ છે તેના જીવનનું એક માત્ર લક્ષ્ય,—

> મહાવિશ્વજીવનને તરંગે નાચીને નાચીને
> નિર્ભયે ધાવું જોઈશે સત્યને કરીને ધ્રુવતારો,
> મૃત્યુને કરી ન શકું, દુર્દિનની અશ્રુજળધારા
> મસ્તકે પડશે ઝરી, તેની માંહીં જાવું અભિસાર
> તેના પાસે, જીવનસર્વસ્વધન અર્પ્યું જેને
> જન્મ જન્મ ધરી
> તે કોણ? જાણું હું નાહીં પિછાનું ના તેને,
> જાણું માત્ર, તેને માટે રાત્રિ અંધકારે
> ચાલે છે માનવયાત્રી યુગમ થી યુગાંતર દિશે
> ઝંઝાવાતે વજ્રપાતે, પ્રજ્વલિત રાખી સાવધાને
> અંતર પ્રદીપ એક જાણું માત્ર, સુણ્યું જેણે કાને
> તેમનું આહ્વાનગીત, છૂટે છે તે નિર્ભય પ્રાણે,
> સંકટે આવર્તમાંહીં કરી પોતે સર્વ વિસર્જન
> યાતના સહી છે તેણે ઉરમાંહીં, મૃત્યુનું ગર્જન
> સુણ્યું સંગીતની જેમ બાળી રહ્યો અગ્નિ તેને,
> વિદ્ધ કરી રહ્યું શૂળ, છિન્ન તેને કરે છે કુઠાર,
> સર્વ પ્રિય વસ્તુ તેની અકુંઠિત કરીને ઇંધન
> ચિરજન્મ તેને માટે બળી રહ્યો હોમહુતાશન
> સુણ્યું છે મેં તેને માટે

રાજપુત્રે પહેરી છિન્ન કંથા વિપથે વિરાગી
પથના ભિક્ષુકે મહાપ્રાણ મહી રહ્યો પળે પળે
આખો દિન કુશાંકુર
તેને પદે માનીએ સોંપ્યુ છે માન,
ધનીએ સોંપ્યુ છે ધન, શૂરવીરે સોંપ્યો આત્મપ્રાણ
જાણુ માત્ર,
તે વિશ્વપ્રિયાને પ્રેમે ક્ષુદ્રતાનુ દઈ બલિદાન
વરવું જોશે જીવનનુ સર્વ અપમાન
સમ્મુખે ઊભવુ જોશે ઉન્નતમસ્તક ઉચ્ચ કરી
જે મસ્તકે ભયે લખ્યો નહિ લેખ, દાસત્વની ધૂલિ
આંકે નહિ કલંકતિલક *

* 'ચિત્રા' નામના કાવ્યપુસ્તકમાંથી 'એબાર ફિરાઓ મોરે' નામના કાવ્યનો છેવટનો ભાગ (અનુવાદક)

# ૩

બૃહદારણ્યક ઉપનિષદમાં એક આશ્ચર્યપૂર્ણ વાણી છે —

अथ योऽन्यां देवतामुपास्ते, अन्योऽसौ अन्योऽहम् अस्मीति, न स वेद, यथा पशुरेवं स देवानाम् ॥

જે મનુષ્ય અન્ય દેવતાની ઉપાસના કરે છે, અને, તે વેળા તે દેવતા અન્ય અને પોતે અન્ય એમ મનમાં વિચાર છે, તે (મનુષ્ય) દેવતાઓના પશુ જેવો છે

આનો અર્થ એ કે દેવતાની કલ્પના માનવને પોતાની બહાર દેદી કરી નાખે છે, અને ત્યારે પોતે કલ્પેલો દેવતા જ તેને પોતાના આત્મામાંથી દેશપાર કરે છે, અપમાનિત કરે છે.

ઉપરની વાણી જેમ આપણને ઉપનિષદમાં મળી આવી, તેમ આપણી ભાષામાં પણ નિરક્ષર અશાસ્ત્રજ્ઞ બાઉલ* તેવી જ વાણી સંભળાવે છે એ પોતાના દેવતાને પોતામાં જ જાણે છે, એ દેવતાને તે **'મનનો માનવ'** કહે છે બાઉલ જણાવે છે

'મનનો માનવ મનની માંહી કરો અન્વેષણ'

માનવ ઇતિહાસમાં એવા અનેક ધર્મસંપ્રદાયોનો ઉદ્ભવ થએલો જણાય છે, જેમાં લાકડા કે પથ્થરની પૂજાને હીન ગણવામાં આવી હતી, અને પોતાના મતને સ્થાપિત કરવાને મારામારી કરવા સુધી પણ તેઓ તત્પર હતા લાકડું કે પથ્થર એ તો મૈગ સ્થૂલ વસ્તુ છે એ તો સ્વીકાર્યે જ છૂટકો છે, એની ઉપાસનામાં સર્વ કાળના સર્વ માનવોની પૂજા થઈ શકે નહિ આ પ્રકારની પૂજા માનવની ભક્તિને જાતિએ જાતિએ અને પ્રથાએ પ્રથાએ ભેદવાળી કરે છે, તેની ઐતિહાસિક સીમા ખૂબ જ સાંકડી હોય છે

પરંતુ એમના વિરોધી સંપ્રદાયોના દેવતા પણ પ્રતિમાની પેઠે

* જુઓ પરિશિષ્ટ ૨

સ્થૂળ જ હોય છે, અનેક અમાનુષી વિશેષણો અને લક્ષણોથી ભરપૂર હોય છે, અને તે ઉપરાંત કોઈ એક વિશેષ જાતિના ઐતિહાસિક ક્રિયાકાંડમાં જકડાએલા અને કાલ્પનિક કાહિની દ્વારા દેશ તેમ જ કાળની મર્યાદામાં સપડાએલા હોય છે. આ પ્રકારની મૂર્તિપૂજા સૂક્ષ્મતર ઉપાદાન પર રચાએલી હોવાને લીધે ઘડીભર પોતાને અમૂર્તિપૂજક ગણીને ગર્વ માને છે. આવી બાબતાને પણ બૃહદારણ્યકે હીન ગણીને નિંદા છે. તે જણાવે છે કે જે દેવતાને હું મારાથી જુદો માનીને મારી બહાર સ્થાપું, તેનો સ્વીકાર કરવાથી જ હું મારા આંતર સત્યથી દૂર થાઉં છું.

આ ચર્ચામાં કોઇ ક્રોધે ભરાઇને કકળી ઊઠે: ત્યારે શું માનવે પોતાની પૂજા કરવી? શું પોતાની ભક્તિ કરવી શક્ય છે? જો એમ હોય તો પૂજા એટલે અહંકારનું વિપુલીકરણ થયું ગણાય.

વાત તદ્દન ઊલટી છે. આહં છે તેથી જ અહંકાર છે. એ તો પશુમાં પણ હોય છે. અહંથી વિયુક્ત એવા પોતાના આત્મામાં ભૂમાની ઉપલબ્ધિ કેવળ માનવ જ કરી શકે. અને માનવને માટે તે જ સત્ય છે. આ ભૂમા આહારમાં કે વિહારમાં, આચારમાં કે વિચારમાં, ભોગમાં કે નૈવેદ્યમાં, મંત્રમાં કે તંત્રમાં નથી. એ તો છે વિશુદ્ધ જ્ઞાનમાં, વિશુદ્ધ પ્રેમમાં, વિશુદ્ધ કર્મમાં. દેવતાની સ્થાપના બહાર કરીને સ્તવ, અનુષ્ઠાન, પૂજોપચાર, શાસ્ત્રપાઠ વગેરે સ્થૂળ વિધિનિષેધ પાળવાની ઉપાસના કરવી સહજ છે; પરંતુ પોતાના વિચારમાં ને કર્મમાં તે પરમ માનવની ઉપલબ્ધિ તેમ જ સ્વીકાર કરવાની સાધના સૌથી કઠણ સાધના છે. તેથી જ કહ્યું છે કે, नायमात्मा बलहीनेन लभ्यः—જેઓ પોતાના અંતરમાં દુર્બલ છે, તેઓ સત્યને પામી શકતા નથી. અહંકારને પ્રથમ દૂર કરીને જ અહંની પેલીપાર આત્મામાં પહોંચી શકાએ.

य आत्मा अपहतपाप्मा विजरो विमृत्यु विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः, सोऽन्वेष्टव्य स विजिज्ञासितव्यः ॥

આપણામાં જે મહાન આત્મા છે, જે જરા મૃત્યુ શોક ભૂખ તરસ વગેરેથી પર છે, જે સત્યસંકલ્પ છે, તેને શોધવો જરૂરી છે, તેને જાણવો જરૂરી છે. 'મનનો માનવ મનની માટી કરો અન્વેષણ' અહીં જે તેમને શોધવાની, તેમને જાણવાની વાત છે, તે બહારથી જાણવાની કે પામવાની વાત નથી; પરંતુ પોતાના અંતરમાં પોતે થઈને જાણવાની, થઈને પામવાની વાત છે.

प्रज्ञानेनैनमाप्नुयात्।

યુક્તિ અને તર્ક વડે બાહ્યજ્ઞાનના વિષયોને જેમ આપણે જાણીએ છીએ, તેમ આત્માને જાણવાની વાત અહીં નથી, પરંતુ નદી જેવી રીતે પ્રત્યેક ક્ષણે થતી થતી સમુદ્રને પામે છે, તેવી રીતે અંતરમાં થતા થતા (becoming) જાણવાની વાત છે. એક દૃષ્ટિથી તે નાનકડી નદી છે, બીજી દૃષ્ટિથી તે બૃહત્ સમુદ્ર છે. સમુદ્ર થવું તેને માટે શક્ય છે, કારણ કે તેની સાથે પોતાનું સ્વાભાવિક ઐક્ય છે આ ઐક્ય અનેક વિચ્છેદોમાંથી પસાર થઈને પ્રાપ્ત થયું છે પ્રાણીધર્મ જાણે ઊંચી પાળની પેઠે પ્રાણીઓની ચેતનાને ઘેરીને અટકાવી રહ્યો છે માનવનો આત્મા તે પ્રાણીધર્મની પાળમાંથી પેલી બાજુ નીકળી પડ્યો છે અને જઈને મળે છે આત્માના મહાસાગરમાં. જેવી રીતે નદી જ્યારે બૃહત્ જળરાશિને પોતાનો કરી લે છે ત્યારે જ પોતાની જાતને તે પામી શકે છે, તેવી રીતે તે સાગરના યોગથી જ માનવ પોતાની જાતને પિછાણી શકે છે જો નદી આ રીતે પોતાની ઉપલબ્ધિ ન કરી શકે તો કેવળ નાનકડા ખાબોચિયામાં આબદ્ધ થઈને રહે છે માનવના જીવનમાં પણ તેમ જ થાય છે. તેથી જ બાઉલ માનવને જણાવે છેઃ 'તારી ભીતર અતલ સાગર' પહેલાં મેં જણાવ્યું છે કે પોતાના વ્યક્તિગત સંસ્કારને પાર કરીને માનવ જે જ્ઞાન પામે છે, જેને વિજ્ઞાન કહેવાય છે,' તે જ્ઞાન સર્વ મનુષ્યોનું છે, તેને સઘળા માનવો સ્વીકારશે અને તેથી જ તે શ્રદ્ધેય છે. તેજ પ્રમાણે માનવમાં પોતાના સ્વાર્થગત અહંપણા કરતાં જે બૃહત્ આહતત્ત્વ રહેલું છે, તે

અહંતત્ત્વની સાથે સમષ્ટિનું ઐક્ય હોય છે, તેનું કર્મ સમષ્ટિનું કર્મ હોય છે. નિગણ્ય અલ્પ આત્માનું કર્મ બંધનરૂપ છે, પરંતુ સર્વયુક્ત અહંપણાનું કર્મ મુક્તિ છે. તે માટે જ આપણા બાઉલ જણાવે છે.

"મનનો માનવ મનની માંહી કરો અન્વેષણ,
એકવાર દિવ્યચક્ષુ ખુલી જશે દેખશો સર્વે ઠામ"

એ 'મનનો માનવ' સમગ્ર મનનો માનવ છે. પોતાનામાં તેને પામવાથી સર્વમાં તેને પામી શકાય છે. ઉપનિષદમાં પણ એ જ વાત આવે છે—पुरुषमान· मनसैवाप्तिमन्ति त्वमी तं वेद्यं पुरुषं वेद,—જે વેદનીય છે તે પૂર્ણ પુરુષને જાણો. જેને અંતરમાં પોતાના વેદનથી જાણી શકાય, તેને તે જ વેદનથી જાણો,—નહિ જ્ઞાનથી, નહિ બહારથી.

આપણા શાસ્ત્રોમાં સોઽહમ્ નામે જે તત્ત્વ ભાખેલું છે તે સાંભળતાં બહુ ગર્વ જેવું અહંકારવાળું લાગે, પરંતુ અસલમાં તેમ નથી. એમાં નાનાને મોટું સ્વરૂપ આપવામાં આવ્યું નથી, પરંતુ સત્યને વ્યાપક ગણવામાં આવ્યું છે. માત્ર વ્યક્તિગત અહંપણાને નિમગ્ન અહંતત્ત્વ વ્યાપ્ત કરી રહ્યું છે. માથા પર જટા વધાર્યાથી, શરીરે ભસ્મ ચોળ્યાથી કે આ શબ્દના ઉચ્ચારણ કર્યાથી સોઽહમ્‌તત્ત્વનો પ્રકાશ થયો એમ જે મનમાં માને છે તે જ અહંકાર છે અસત્ય, જે અહંપણું સર્વેનું તે જ અહંપણું મારું પણ છે એ વાત સાચી છે, પરંતુ એ સત્યને પોતાનું કરવું એ માનવની સાધના છે. માનવ ઇતિહાસમાં આ સાધના જ લાંબા કાળથી અનેક રૂપે અનેક નામે અનેક સંકલ્પે થતી આવી છે. જે આપણું પરમ અહંતત્ત્વ છે, જે સમગ્રનું અહંતત્ત્વ છે, તે અહંતત્ત્વને પોતાનું ગણીને સમગ્રમાં જાણવું જેમ જેમ આપણા જીવનમાં, આપણા સમાજમાં ઉપલબ્ધ થતું જાય છે, તેમ તેમ આપણે સાચા માનવ થતા જઈએ છીએ. પરંતુ માનવનો રિપુ વચ્ચે આવીને આ સોઽહંની ઉપલબ્ધિના બે ભાગ કરી નાખે છે અને તે વેળા અહં એ જ તેનું સર્વસ્વ બની જાય છે,

તેથી જ ઉપનિષદમાં જણાવ્યું છે મા ગૃધઃ —લોભ કરો નહિ.

લોભ વિશ્વમાનવને ભોળવીને વૈયક્તિક માનવ બનાવી દે છે જે ભોગ મનુષ્યને યોગ્ય છે, તે બધાને લાધે છે, તે વિશ્વભૌમિક છે. એ ભોગ માનવસાહિત્યમા છે, તેની શિલ્પકળામા છે, તેની સંસારયાત્રામા તેમ જ તેના હૃદયના આતિથ્યમા પણ તે જ પ્રગટ થાય છે તેથી જ કહ્યુ છે, अतिथिदेवो भव મારો ભોગ સર્વેનો ભોગ છે એ તથ્ય ગૃહસ્થ અતિથિદ્વારા સ્વીકારે છે, અને એથી તેના ઐશ્વર્યનો સંકોચ દૂર થાય છે અતિથિ વ્યક્તિગત માનવના ઘરમા સર્વે માનવોનો પ્રતિનિધિ થઇને આવે છે, અને એ તેની ઘરની સીમાને વિશ્વવ્યાપી કરે છે આ રીતે ન થાય તો રાજમહેલને માટે પણ તે દીનતા જ ગણાય આ આતિથ્યમા સોહતત્ત્વ સમાએલુ છે, એટલે કે પોતાનાથી જે મહાન છે તેની સાથે પોતાનુ ઐક્ય તે દર્શાવે છે પોતાના હોવા ઉપરાંત પોતાથી જે અતિરિક્ત છે એમની સાથે તેમા યોગ થાય છે

આપણા દેશમા એવા ઘણાય સંન્યાસીઓ છે, જેઓ આ સોહ-તત્ત્વને પોતાના જીવનમા અત્યંત નૈષ્કર્મ્યમા કે નિર્મમતામા ઉતારે છે જીવપ્રકૃતિને ઓગાળવા માટે તેઓ દેહને પીડે છે અને માનવપ્રકૃતિનો અસ્વીકાર કરવાની તાલાવેલીમા માનવની સ્વાધીન જવાબદારી પણ ત્યજે છે. વિષયમા આસક્ત રહેલા અહંને તેઓ ત્યજે છે, અને વળી સકળ આત્માની જોડે યુક્ત જે આત્મા છે, તેનો પણ સાથે સાથે અસ્વીકાર કરે છે જેને તેઓ ભૂમા માને છે, એ ઉપનિષદ્‌મા વર્ણવેલા સર્વેમા રહેલા તે ઇશ નથી, પરંતુ તેમનુ ભૂમા કાંઇ નિરાળુ જ છે, તેમા કર્મતત્ત્વ હોતુ નથી માનવમા રહેલા માનવત્વ—પૌરુષ રૂપ—ને તેઓ માનતા નથી જેઓ વિશ્વકર્મા મહાત્મા છે, જેમનાં કર્મ ખંડકર્મ નથી પરંતુ વિશ્વકર્મ છે, જેમની स्वाभाविकी ज्ञानबलक्रिया च જ્ઞાનશક્તિ તેમ જ કર્મ સ્વાભાવિક છે,—અને આ સ્વાભાવિક જ્ઞાનશક્તિ તેમ જ કર્મ અનંત દેશ અને કાળે પ્રસારમાં છે,—એવી માનવતાના પરમ પુરુષને પણ તેઓ સ્વીકારતા નથી

આગળ મેં જણાવ્યુ છે કે માનવની અભિવ્યક્તિની ગતિ અંતરની

દિશામાં છે. આ અંતરની દિશામાં તેની સીમાનું આવરણ ખુલી જવાનો માર્ગ રહ્યો છે. એકવાર મનુષ્ય પશુ જેવો હતો, બર્બર હતો. એ વખતે ભૌતિક જીવનની સીમામાં તેનું મન, તેનાં કર્મ સંકળાએલાં હતાં. જ્યારે તેની પ્રજ્ઞાશક્તિ પ્રદીપ્ત થઈ, ત્યારે ચૈતન્યનાં રશ્મિ સાંકડી જીવનની સીમા વટાવીને વિશ્વભૌમિકતા તરફ જવા લાગ્યાં. ભારતીય મધ્યયુગના કવિસ્મૃતિના ભંડારરૂપ સુહૃદ **ક્ષિતિમોહન સેન**ની પાસેથી કવિ **રજ્જબ***ની એક વાણી મળી છે. **રજ્જબ** જણાવે છે:

> સબ સાંચ મિલૈ સો સાઁચ હૈ
> ના મિલૈ સો ઝૂઁઠ।
> જન **રજ્જબ** સાઁચી કહી
> ભાવઇ રિઝી ભાવઈ રૂઠ॥

બધાં સત્યોની સાથે જે મળે તે જ સત્ય, જે ના મળે તે મિથ્યા; **રજ્જબ** કહે છે, એ વાત જ અસલ છે, ફાવે તો રીઝો કે ફાવે તો પછી રૂઠો.

ભાષા પરથી સમજાય છે કે આ વાત પર ક્રોધ કરનારા ઘણા નીકળશે એમ **રજ્જબે** અટકળ કરેલી. તેમના મતમતાંતર કે પ્રથાની સાથે વિશ્વસત્યનો મેળ ખાતો નથી, છતાં ય તેને જ તેઓ સત્ય માનીને જટિલતા ઊભી કરે છે. અહીંઆં વિશ્વસત્ય સાથે મેળ નથી માટે જ આટલી ઉત્તેજના, ઉગ્રતા જોવામાં આવે છે. ક્રોધયુક્ત વાદવિવાદથી સત્યનો વિરોધ કરવો એટલે છરીથી અગ્નિશીખાને કાપવાનો પ્રયત્ન કરવા સમાન છે. એ છરી સત્યને કાપી શકતી નથી, એ માનવને જ હણે છે. આ બધા ભયની સામે ઊભા રહીને પણ પોકાર કરવો પડશે,—

* આ સંત કવિ દાદૂનો શિષ્ય હતો. દાદૂનો સમય હતો ઈ.સ ૧૫૪૪–૧૬૦૩. (અનુવાદક)

મગ સાઁચ મિલૈ સો સાઁચ હૈ
ના મિલૈ સો ઝૂંઠ ॥

એકવાર કોઇ એક વૈજ્ઞાનિકે જણાવ્યું કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. તે દિવસે તે જ માણસે વિશ્વમાનવની બુદ્ધિને પ્રકાશિત કરી તે બદલે લાખો લોકો તેની વાત પર ક્રોધે ભરાયા; તેઓ ભય બતાવીને તેની પાસે બોલાવવા માગતા હતા કે સૂર્ય જ પૃથ્વીની આસપાસ ફરે છે ભલે તેમની સંખ્યા ગમે તેટલી મોટી હતી, તેમનું શરીરબળ ગમે તેટલું મોટું હતું, છતાં ય પ્રજ્ઞાનો અસ્વીકાર કરવાની સાથે જ તેમણે ચિરકાળના માનવનો અસ્વીકાર કર્યો. તે દિવસે અસંખ્ય વિરોધીઓના દળમાં ઉભા ઉભા કોણે જણાવ્યું હતું 'સોઽહં',—મારૂં જ્ઞાન અને માનવભૂમાનું જ્ઞાન એક છે? હા, તેણે જ, જેને તે વિશાળ જનસંઘે સત્યને ફેરવવા માટે પ્રાણાંતિક પીડા આપી હતી!

ધારો કે લાખો લોક જણાવે કે કરોડો યોજન દૂરથી કોઇ એક વિશેષ ગ્રહ કે નક્ષત્રના સમવાય સંબંધને લીધે પૃથ્વીના કોઇ એક પ્રદેશની જળધારામાં એવી અલૌકિક જાદુશક્તિનો સંચાર થયો છે, જેથી તેમાં સ્નાન કરનારનું તેમ જ પૂર્વ પુરુષોનું આંતરિક પાપ ધોવાઇ જાય. અહીં જણાવવું પડશે કે—

મગ સાઁચ મિલૈ સો સાઁચ હૈ
ના મિલૈ સો ઝૂંઠ॥

વિશ્વની બુદ્ધિ આ બુદ્ધિની સાથે મળી નહિ. પરંતુ જ્યાં જણાવ્યું છે,

अद्भिर्गात्राणि शुध्यन्ति मन सत्येन शुध्यति—

પાણીથી ગાત્ર દેહ શુદ્ધ થાય છે, પણ મન સત્યથી શુદ્ધ થાય છે, ત્યાં વિશ્વમાનવમનની સંમતિ મળે છે. અથવા તો,—

कृत्वा पाप हि सतप्य तस्मात् पापात् प्रमुच्यते ।
नैव कुर्या पुनरिति निवृत्त्या पूयते तु स ॥

પાપ કરીને તેનો સંતાપ કરવાથી તે પાપમાંથી છૂટાય, આવું ફરીથી નહિ કરૂં, એમ કહેવાથી માણસ પવિત્ર થાય છે અહીંઆ

નામ બોનનામાં જ માણસ પોતાની બુદ્ધિથી વિશ્વમનની પ્રજાનો સ્વીકાર કરે છે, तं हि देव आत्मबुद्धिप्रकाशम्—તે જ દેવનાને આપણા આત્મામા જાણો, જે દેવ આત્મબુદ્ધિપ્રકાશક છે. મારૂ મન અને વિશ્વમન એક જ છે, એ વાત બધી સત્યની સાધનાના મૂળમા રહેલી છે તેનુ જ ભાષાતર છે સોઽહમ્.

એક દિવસ બ્રાહ્મણ **રામાનંદ** પોતાના શિષ્યોની પાસેથી ચાલ્યા ગયા અને ચડાળ **નાભાને**, મુસલમાન **કબીરને** અને ચમાર રવિદાસને ભેટ્યા તે વખતના સમાજે તેમને જાતિભ્રષ્ટ ગણ્યા પરતુ વેગા એકલા તેઓ જ, જે જાતિ સમગ્ર માનવની જાતિ છે, તે થી મોટી જાતિમા ભળ્યા હતા બ્રાહ્મણમડળીના ધિક્કારની વચ્ચે એકના ઊભા રહીને રામાનદ પણ સોઽહમ્ બોલ્યા હતા જે ક્ષુદ્ર અહકારગત ઘૃણા નિષ્ઠુરભાવે માણસે માણસે ભેદ ઉભા કરીને સમાજ ક્ષાને નામે સમાજધર્મના મૂળમા આઘાત કરે છે તે જ ઘૃણાને રામાનદ તે સત્યની શક્તિને બળે ટપી ગયા હતા

એકવાર **ઇશુ ખ્રીસ્તે** પણ પડકાર કર્યો હતા સોઽહમ્,–હુ અને મારા પરમપિતા એક છીએ, કારણ કે તેમની જે પ્રીતિ તેમ જ કલ્યાણબુદ્ધિ સર્વે મનુષ્યોમા સરખે ભાવે પ્રસરેલી છે, તેના પ્રકાશથી જ પોતાની અહમીમાને વટાવીને પરમમાનવની સાથે તેમણે પોતાનો અભેદભાવ અનુભવ્યો હતો

**બુદ્ધદેવે** ઉપદેશ્યુ સમસ્ત જગત તરફ બાધાશૂન્ય, હિંસાશૂન્ય, શત્રુતાશૂન્ય માનસથી ખૂબ મૈત્રી પોષો. ઊભતા, બેસતા, ચાલતા, તા (ઊંઘી ન જવાય ત્યા સુધી) આ મૈત્રીની સ્મૃતિ જ રાખ્યા રો, તે જ બ્રહ્મવિહાર છે.

આવો યોગ ઉપદેશ મનુષ્યને જ આપી શકાય, કારણકે તેનામા ભીર ભાવે 'સોઽહતત્ત્વ' રહેલુ છે, એ વાત બુદ્ધદેવે પોતાની સાધના દ્વારા જાણી હતી અને તેથી જ તેઓ બોલ્યા અપાર પ્રેમ વડે જ પોતાના અતરમા રહેલા અનત સત્યને માનવ પ્રકાશિત કરી શકે છે.

અથર્વવેદ જણાવે છે, तस्माद् वे विद्वान् पुरुषमिद ब्रह्मेति मन्यत—જે વિદ્વાન છે તે, મનુષ્યને તે ।। પ્રત્યક્ષથી અતીત જે બૃહત છે તે રીતે જ જાણે છે તેથી જ તેઓ તેની પાસેથી દુ સાધ્ય કર્મની અપરિમિત ત્યાગની આ ।ક્ષા રાખી શકે

ये पुरुषे ब्रह्म विदुस्ते विदु परमेष्ठिनम्—જેઓ ભૂમાને માનવમા જાણે છે, તેઓ પરમ દેવતાને પણ જાણે છે તે માનવદેવતાને મા નવમા પામ્યાથી જ બુદ્ધ ભગવાન ઉપદેશી શક્યા હતા કે—

माता यथा निय पुत्त
आयुसा एक पुत्तमनुरक्खे।
एवम्पि सब्बभूतेसु
मानसम्भावय अपरिमाणम्॥

જેવી રીતે માતા પોતાનુ આયુષ્ય ક્ષીણ કરીને પોતાના એકના એક પુત્રનું રક્ષણ કરે છે, તેવી રીતે સર્વે પ્રાણીઓ તરફ મનમા અનત દયાભાવ ઉત્પન્ન કરવો

માથાની ગણની કરીને ન કહી શકાય કે કેટલા જણ આ ઉપદેશનું પાલન કરી શકે તે ગણતી ઉપર સત્યનો વિચાર નિર્ભર નથી

જેમણે માનવની અસીમતા પોતામા અનુભવી હતી, તેમને ગઈ માથા ગણવાની રાહ જોવાની ન હતી તેમણે સકોચ વિના મનુષ્યના મહામાનવનુ આહ્વાન કર્યું હતુ તેમણે જણાવ્યુ હતુ કે અપાર પ્રેમ દ્વારા પોતાના અતરમા બ્રહ્મને પ્રગટ કરો આ વાણી બધાને સકોચ વિના સભળાવીને તેમણે માનવમા શ્રદ્ધા રાખી હતી

આપણા દેશમા એવી આત્માની અવગણનાની વાતો વારવાર સાભળવામા આવે છે, કે સોહતત્ત્વ બધાને માટે નથી, પરતુ જેઓ બ્રાહ્મણજન્મા છે તેમને માટે છે આ પ્રમાણે જણાવીને માનવના અધિકારને ઉત્તમ અને અધમ એવા બે ભાગમા વહેંચી નાખવાથી નિકૃષ્ટ અધમતાને આરામ મળ્યો છે આપણા દેશમા જેમને આપણે અંત્યજ ગણીએ છીએ, તેઓ જે રીતે પોતાની દેવતાને ભિન્ન કરી રાખવામા

શરમાતા નથી, તે રીતે આ દેશમા અગમ્ય માણસો પોતાનો કનિષ્ટ અધિકાર નિ:સંકોચે માની લઇને મૂઢતાને, ચિત્તની અને વ્યવહારની દીનતાને, વિચિત્ર રીતે પ્રગટ કરવાથી શરમાતા નથી. પરંતુ આપણે જ્યા ય માનવ જન્મ્યા છીએ, કપાળમા લખાવીને આવ્યા છીએ સોઽહમ્—એ વાણીને સાર્થક કરવા માટે આપણે છીએ મનુષ્ય આપણામાના એક પણ મનુષ્યનુ અગૌરવ બધાયના ગૌરવને આઘાત કરશે જે માનવ તે પોતાના અધિકારને નાનપ લગાડે છે, તે પોતાનામા રહેલા તેમનુ જ અપમાન કરે છે, જેઓ—

कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी,

સર્વના કર્મના અધ્યક્ષ છે, સવના અંતરતમ સાક્ષી છે, સર્વમા જેમનો વાસ છે.

પહેલા મેં જણાવ્યુ છે કે **અથર્વવેદ**ના પ્રમાણે મનુષ્ય પ્રત્યક્ષ જે દેખાય છે, તેના કરતા પરમાર્થત તે અધિક છે. તે છે અસીમ ઉદ્‌વૃત્તમા તે ઉદ્‌વૃત્તમા–અવશેષમા–ઉચ્છિષ્ટમા–જ માનવનુ જે કાઇ શ્રેષ્ટ છે, તે છે: ऋत सत्य तपो राष्ट्र श्रमो धर्मश्च कर्म च.

સ્થૂળ દ્રવ્યમયી આ પૃથ્વી છે. તેનુ વાયુમડળ તેનાથી ઘણુ દૂર છે આ અદૃશ્ય વાયુલોકમાથી આવે છે તેનો પ્રકાશ, રગરોગાન, તેમાથી વહે છે તેનો પ્રાણ, તેના પર જામે છે મેઘ, ઝરે છે વારિધારા. ત્યાની પ્રેરણાથી જ તેને અગે અગે પરમ રહસ્યમય સૌન્દર્ય રૂપ ધારણ કરે છે ત્યાથી જ આવે છે પૃથ્વીનુ સર્વશ્રેષ્ટ, તેની શ્રી, તેનો પ્રાણ આ વાયુમડળમા જ પૃથ્વીની તે બારી ખુલ્લી રહી છે, જ્યાથી અધકાર વટાવીને દર રાત્રે આત્મીયતાનો જ્યોતિર્મય સદેશ લઇને નક્ષત્રલોકમાથી દૂત આવે છે તેના આ પ્રસરેલા વાયુમડળને જ પૃથ્વીનો ઉદ્‌વૃત્ત ભાગનો આત્મા ગણી શકાય. જેવી રીતે પૂર્ણ મનુષ્યને માટે કહેવામા આવ્યુ છે, त्रिपादस्यामृतम्, તેમનો એક અંશ પ્રત્યક્ષ છે અને બાકીનો ત્રણગણો અશ અમૃતરૂપે પ્રસરેલો છે, તેની રીતે પૃથ્વીને માટે પણ કહી શકાય. આ સૂક્ષ્મ વાયુલોક ભૂલોકનો

જ હોવાથી પૃથ્વીની ધૂળને થરે થરે આટના વિવિધ ઐશ્વર્યનો વિસ્તાર કરી શક્યો છે,—એનુ મૂલ્ય ધૂળ કરતા અનેકગણું વધારે છે

ઉપનિષદ્ જણાવે છે કે અસંભૂતિ અને સંભૂતિને જ્યારે એક રીતે જાણી શકાય, ત્યારે જ સત્ય જાણી શકાય અસંભૂતિ તો કહેવાય, જે અસીમમા અવ્યક્ત છે, સંભૂતિ તો કહેવાય, જે દેશ કાળે અભિવ્યક્ત છે (in the process of evolution) આ સીમામા અસીમ મળવાથી માનવસત્ય સંપૂર્ણ થાય છે માનવમા જે અસીમ છે, તેને સીમા દ્વારા જીવનમા, સમાજમા વ્યક્ત કરવુ પડશે, અસીમ સત્યને વાસ્તવિક સત્ય કરવુ પડશે આમ કરતી વેળા કર્મ જરૂરી છે તેથી જ ઈશોપનિષદ્ જણાવે છે, કે તારે સો વર્ષ જીવવુ પડશે, કર્મ ના કર્યે નહિ ચાલે આ સો વર્ષના જીવનને કર્મમા સાર્થક કરો, અને તે એવા ક્રમમા જેથી શ્રદ્ધાપૂર્વક, પ્રમાણપૂર્વક બોલી શકાય સોઽહમ્ આનો અર્થ એવો નથી કે આંખો ઉલટાવીને શ્વાસોચ્છ્વાસ બંધ કરીને મનુષ્યની પાસેથી દૂર જઈને બેસવુ અસીમ અવકાશ (ઉદ્‌વૃત્ત)માથી માનવમા જે શ્રેષ્ઠતા સમાગત થાય છે તે માત્ર સત્ય કે ઋત નથી, પરંતુ સાથે સાથે રાષ્ટ્ર, ધર્મ, શ્રમ, કર્મ, ભૂત અને ભવિષ્ય સર્વે છે આજે કર્મ અથવા તો શ્રમ, જે જીવિકાને માટે નથી, તેનો નિરંતર ઉદ્યમ કયા સત્યમા છે? કોના જોરથી માનવ પ્રાણને તુચ્છ ગણે છે, દુઃખને ભેટે છે, અન્યાયના દુર્દાન્ત પ્રતાપની ઉપકરણ વિના ઉપેક્ષા કરે છે, અવિચારનું દુઃસહ મૃત્યુશૂળ છાતીમા ઝીલે છે? કારણ કે માનવમા કેવળ પ્રાણ નથી, પણ તેનો મહિમા ય છે બધા ય પ્રાણીઓમા કેવળ માનવનો જ ઉન્નત મસ્તકે જણાવવાનો અધિકાર છે, સોઽહમ્ આ અધિકાર જાતિ કે વર્ણના ભેદ સિવાય બધાયનો છે **ક્ષિતિમોહન સેન**ના અમૂલ્ય સંગ્રહમાથી બાઉલની એક વાનગી ઉતારું છુ —

જીવે જીવે ધારીને જોઉં સદા યે છે તેના અવતાર ।
અરે તુ નૂતન લીલા શુ બતાવે, જેની નિત્ય લીલા ચમત્કાર ॥

પ્રતિદિન માનવસમાજમા આ લીલા જણાય છે માણસો જ્ઞાનમા, પ્રેમમા, ત્યાગમા અનેક રીતે અપરિમેયને પ્રગટ કરે છે ઇતિહાસમા તેમના નામ જણાતા નથી પોતાના પ્રાણમાથી માનવના પ્રાણપ્રવાહમા તેઓ વાગી જાય છે તેમનુ જ અમિત તેજ—

યશ્ચાયમસ્મિન્ તેજોમયાઽમૃતમય પુરુષ સર્વાનુભૂ —
જેઓ આ આત્મામા તેજોમય અમૃતમય પુરુષ છે જેવી રીતે આકાશવ્યાપી તેજને વનસ્પતિ પોતાના પ્રાણુની સામગ્રી બનાવીને ધરીના પ્રાણુલોકમા વિસર્જન કરે છે, તેવી રીતે તેઓ સમસ્તને અનુભવે છે

જો વિશ્વતેજ ઉદ્ભિજ દ્વારા પ્રાણવસ્તુમા સતત પરિણત થતુ ન હોત, તો પ્રાણીલોક જેવી રીતે મરશય્યાશાયી (રણની પથારીમા સોઇનારો) થાત, તેવી રીતે આપણા ગોચર અને અગોચરમા દેશે દેશે અને કાળે કાળે નરનારી પોતાના અતરમા રહેલા પરમ પુરુષનુ અમિત તેજ જો કલ્યાણમા, પ્રેમમા, જ્ઞાનમા કે કર્મમા, નિરતર સમાજના પ્રાણમા પરિણત ન કરત, તો સમાજ સોહતત્ત્વવર્જિત બનીને પશુલોકની સાથે એક થઇ જાત એ તો શુ, પોતાના સત્ય માથી ભ્રષ્ટ થઇને તે ટકી પણ ન શકત દાક્તરો જણાવે છે કે મનુષ્યના દેહમા પશુના લોહીનો સચાર કર્યો હોય તો તેથી પ્રાણની વૃદ્ધિ ન થતા, પ્રાણનો નાશ થાય છે પશુસમાજ પશુભાવે જ હમેશા ટકી શકે, માનવસમાજ પશુ થઇને ટકી જ ન શકે કોઇ તાર્કિક બોની ઊઠશે કે નરલોકમા તો અનેક પશુ લહેરથી વધ્યે જાય છે શરીરમા ગૂમડુ પણ વધે જ છે ના આસપાસના કરતા તેની ઉન્નતિ વધારે હોય છે, ઓછી તો નહિ જ સમગ્ર દેહમા રહેલુ સ્વાસ્થ્યનુ ગૌરવ જો તે ગૂમડાને ટકી ન જવા શકે તો તે મારે છે અને મારીને મરે છે પ્રકૃતિસ્થ સમાજ અનેક પાપ સહી શકે, પરતુ જ્યારે તેની વિકૃતિ પ્રધાન બને છે, ત્યારે વિચારમા આચારમા, સાહિત્યમા કળામા, પશુનુ લોહી વહેવા માડે છે અને પછી તે સમાજ વધારે ટકી શકતો

નથી વિનાશોન્મત્ત રોમ શું પોતાના ઐશ્વર્યમાં જ પાકા ફળના ફાળની માફક ન મર્યું? કાળિદાસે રઘુવંશની પડતીનું જે ચિત્ર ખડું કર્યું છે, તે માનવજીવનમાં પણ ભૂમા પ્રવેશના કારણરૂપે જ ભૂમા।

અથર્વવેદમાં કેવળ મર્ત્ય કે અમૃતની વાત નથી, પરંતુ રાષ્ટ્રની વાત પણ છે જનસમુદાયનો શ્રેષ્ઠ પ્રકાશ કરવા માટે રાષ્ટ્ર છે ના।

કૂંડા (tub)ની બહાર જે વનસ્પતિ તેના હજારો બંધનોમાંથી મુક્ત થઈને વિહરી ન શકે, તો તે એમ સુકાઈને લાકડી થઈ જાય જ્યાં સુધી રાષ્ટ્રને પ્રશસ્ત ભૂમિ ન મળે, ત્યાં સુધી જનસમૂહ પીડાવર્જિત રહે છે પોતાનામાં રહેલા ભૂમાને પ્રમાણિત કરવાની માનવની જે જવાબદારી છે તે ભૂમામાંથી સમગ્ર જાતિ જો તેની વિશાળ જીવન યાત્રામાં વંચિત રહે તો તે ઇતિહાસમાં ધિક્કારને પાત્ર થાય છે સઘળાની વચ્ચે ઊભીને, સમગ્ર કાળની સામે ઊભી તે બોલી ન શકે સોऽहम् તે જણાવી ન શકે કે મારી જે વિશેષતા કેવળ આજને માટે જ નથી, પરંતુ જેની ઘોષણા ભાવિ કાળને તોરણે તોરણે ધ્વનિત થવાની છે, તે હું મારા મહિમામાં છું ઇતિ રસનો તે ધિક્કાર આજે ઘણા ય કાળથી નિદ્રામગ્ન એશિયાના મહાદેશની છાતીમાં આઘાત કરી રહ્યો છે દિશાએ દિશાએ સાંભળું છું કે જનગણના અંતર્યામી મહાપુરુષે તામસિકતાના કેદખાનાની બેડીઓનો ઝંકાર કર્યો છે, તેના પ્રકાશની તપોદીપ્તિ ઝળહળી રહી છે तमस परस्तात् કંઠસ્વર સંભળાય છે, शृण्वन्तु विश्वे—હે વિશ્વજનો સાંભળો તેમનું આહ્વાન સાંભળો, જે આહ્વાનથી ભય ટળે છે સ્વાર્થ લજ્જિત થાય છે મૃત્યુંજય મૃત્યુદુઃખબંધુને અમૃતને રસ્તે પોકાર કરે છે

ભૂમામાંથી અવરોહરૂપે રહેલી જે શ્રેષ્ઠતાની વાત અથર્વમ જણાવી છે, તે કાંઈ કાંઈ એક વિશેષ સિદ્ધિમાં નથી સમાતી મનુષ્યની સઘળી તપસ્યા તેમાં છે તેનું વીર્ય, લક્ષ્મી બળ વગેરે તેમાં સમાએલું છે માનવતાના અનેકવિધ વૈચિત્ર્યને એક જ બિન્દુમાં સંહત કરીને નિશ્ચળ કર્યાથી કેવળ આત્માને ઓળખનારો આનન્દ

ભગે પરંતુ તત કિમ્,—તે આનન્દથી શું ? તે આનન્દને શ્રેય તો ન જ ગણાય, ચરમ સત્ય ન ગણાય જ્યાંસુધી સમસ્ત માનવસંસાર મા દુઃખ છે, અભાન છે અપમાન છે, ત્યાંસુધી કોઈ પણ માનવ મુક્તિ મેળવી શકે નહિ નાનકડો એક દીવો અંધકારમાં નાનકડુ એક છિદ્ર કરે તેથી કાંઇ રાત્રિનો ક્ષય થતો નથી પરંતુ સમસ્ત અંધકારને દૂર કરવાથી જ રાત્રિનું અવસાન થાય છે માટે જ મા નવની મુક્તિ જે મહાપુરુષોએ ઇચ્છી હતી, તેમની જ વાણી છે, સંભવામિ યુગે યુગે યુગેયુગે દેશેદેશે તો તેઓ જન્મે છે આજ આ મુહૂર્તે પણ તેઓ જન્મ્યા છે, કાલ પણ જન્મશે એ જન્મની ધારા ઇતિ હાસમાં આ વાણી વહન કરતી ચાલી આવી છે સોઽહમ્, I and my father are one

સોઽહમ્ મંત્રનુ રટણ કરીને તમે કર્મમાથી છૂટા થવાની ફોગટ આશા રાખો છો આખી પૃથ્વી ભલે પડી રહી ફક્ત તમે એકના જ જવા બદારીને ઠોકર મારીને જશો ' જે કાયર માણસ આંખ મીંચીને માને છે કે તેણે જવાબદારીનુ પાલન કર્યું છે, તે શું સાચું છે? સોઽહમ્ સમગ્ર માનવની સમ્મિલિત અભિવ્યક્તિનો મંત્ર છે, કેવળ એક જણનો નથી પોતાની વ્યક્તિગત શક્તિથી ગોઈ ભલે ગમે તેટલો મુક્ત થાય, પરંતુ તેની તે મુક્તિ ત્યાંસુધી નિરર્થક છે જ્યાંસુધી એ મુક્તિ તે બધાને દઈ ન શકે બુદ્ધદેવ જો પોતાની જ મુક્તિમાં આગે જ મુક્ત થયા હોત, તો બીજા કોઈને માટે પણ તેમણે કાંઇ કર્યું ન હોત દીર્ઘજીવન હોવા છતાય તેમનો કર્મનો તો પાર ન હતો જો સદેહે તેઓ આજસુધી ટકી રહ્યા હોત તો આજે પણ તેમને આપણા સૌના કરતા વધારે કામ કરવું પડત કારણકે તેઓ મહાત્મા છે તેઓ વિશ્વકર્મા છે

નિહારિકાના મહાક્ષેત્રમા જ્યા જ્યોતિષ્કની સૃષ્ટિ થાય છે ત્યા વચ્ચે વચ્ચે કાંઇ તારા જણાઇ આવે છે તેઓ સ્પષ્ટ રીતે જણાવે છે કે સમસ્ત નિહારિકાના વિરાટ અન્તરમા સર્જનના હોમહુતાશનની

ઉદ્દીપના રહેલી છે. તેવી રીતે માનવઇતિહાસના ક્ષેત્રમાં પણ વચ્ચે વચ્ચે મહાપુરુષો જણાય છે. તેના ઉપરથી એટલું જણાય છે કે બધા માણસોના અંતરમાં અભિવ્યક્તિની પ્રેરણા કાર્ય કરી રહી છે. આ અભિવ્યક્તિ ભૂમાની અભિવ્યક્તિ છે. અહંમાનવ લાગલાગટ તેના અહંનાં આવરણમાંથી મુક્ત થઇને પોતાની ઉપલબ્ધિ વિશ્વમાનવમાં કરવા તલસે છે. વસ્તુતઃ આખી પૃથ્વીની અભિવ્યક્તિ પણ પોતાના સત્યને ત્યાં જ શોધી રહી છે. આ વિશ્વપૃથ્વીનું ચરમ સત્ય તે મહામાનવમાં છે. પૃથ્વીની શરૂઆતના લાખો યુગ પછી મનુષ્યની સૂચના થઈ. આ સાંખ્યિક તથ્ય મનમાં રાખીને કાળ અને સ્થળના પરિમાણમાં માનવની ક્ષુદ્રતા વિચારતાં કોઈ કોઈ વિદ્વાન ફસાઈ પડે છે. પરિમાણને અપરિમેયથી મોટું ગણવું એ એક પ્રકારનો મોહ માત્ર છે. જેને આપણે જડ ગણીએ છીએ તે અવ્યક્ત પ્રાણ ઘણુંય કરોડ વર્ષો સુધી સુપ્ત હતો. પરંતુ જેવો એક દિવસ માત્ર પ્રાણનો એક કણ પૃથ્વીમાં જણાયો, તે દિવસે જ જગતની અભિવ્યક્તિ તેના મહાન અર્થમાં સફળ થઈ. જડની બાહ્ય સત્તામાં એક આંતરિક સત્ય જણાયું. પ્રાણ આંતરિક છે, કારણકે આ પ્રાણનો કણ જડપુંજની સરખામણીમા દેખીતો અતિ ક્ષુદ્ર છે; અને સુદીર્ઘકાળને એક છેડે તેનો તરત જન્મ થયો, તે પરથી તેને હેય કોણ ગણી શકે તેમ છે? મૂકતામાથી આ રીતે જે અર્થ પ્રગટ થયો, તેમાંથી માણસે વિરાટ પ્રાણના રૂપનું દર્શન કર્યું, અને તે બોલી ઊઠયો, यदिदं किंच सर्वं प्राण एजति निःसृतम्—આ જે સહુ કાંઈ છે તે પ્રાણમાંથી નીસરીને પ્રાણમાં કંપે છે. આપણે જડને તથ્યરૂપે જાણીએ છીએ, કારણકે તે બહારનું છે. પરંતુ પ્રાણને આપણે સત્યરૂપે અંતરમાંથી જાણીએ છીએ. પ્રાણની ક્રિયા અંતરે અંતરે છે,—તેની તો કેવળ ગતિ જ છે. તેથી જ ગતિની એક માત્ર ભાષા આપણી જાણીતી છે, અને તે આપણા પ્રાણની ભાષા છે. ગતિને આપણે આપણામાં જ સત્ય રૂપે પિછાની છે. વિશ્વમાં ગતિનો જે અવિશ્રાન્ત ઉદ્યમ જોવામાં આવે

છે, તેને ઉત્તાપ કહો કે વિદ્યુત્ કહો, તે બધુ એક જ છે જો હુ એમ કહું કે આ ગતિમા પ્રાણ છે, તો એવુ કાઈ કહેવાય છે, જેનો મારી અભિન્નતામા અર્થ રહેલો છે. સાથે સાથે એ પણ જાણુ છુ કે મારો પ્રાણ જે ગતિ કરે છે તે ગતિ પણ વિશ્વપ્રાણની ગતિમા જ છે પ્રાણની ગતિનો આ ઉદ્યમ નિખિલમા કયાય નથી, કેવળ આકસ્મિક ભાવે પ્રાણીમા રહેલો છે, એવી અમબદ્ધ વાત, સમગ્રતાની ભૂમિકાની સત્યતામા શ્રદ્ધા રાખનારૂ આપણુ મન સ્વીકારતુ નથી.

ઉપનિષદ્ જણાવે છે—

को ह्येवान्यात् क प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्

જો પ્રાણનો આનન્દ સમસ્ત આકાશમા ન હોત, તો એક કીડી પણ કોને જોરે પ્રાણની ઇચ્છા કરત? દીવાસળીના આગલા ભાગમા એક શિખા એક મુહૂર્ત માટે પણ કેવી રીતે ચેતે, જો સમસ્ત આકાશમા તેનુ સત્ય વ્યાપ્ત ન હોય? પ્રાણમા સમસ્ત સૃષ્ટિનો એક અતરતમ અર્થ મળી આવ્યો અને તે અર્થ છે ઇચ્છા જડ મૂક હતુ તેથી તે આ ઇચ્છાની ભાષા જણાવી ન શક્યુ પ્રાણે આવીને તે ઇચ્છાની વાત વ્યક્ત કરી જે વાત ગભીરમા નિહિત હતી, તે ઉછળી ઊઠી

વિદ્યાર્થી ઘણા દિવસના સતત પ્રયાસ પછી અક્ષર શીખ્યો, બારાખડી શીખ્યો, વ્યાકરણ શીખ્યો, કાગળમા વાકુચૂકુ અસપૂર્ણ નિરર્થક લખતા શીખ્યો, ઉપકરણોનો ઉપયોગ કરવા લાગ્યો, ઘણુ વર્જવા પણ લાગ્યા છેવટે કવિરૂપે જે મુહૂર્તે તેની પ્રથમ કવિતા તે લખી શક્યો. તે જ મુહૂર્તે તે એક જ લેખમા અત્યાર સુધીના એકઠા થએલા વાક્યહીન ઉપકરણોનો પ્રથમ અર્થ જણાવા લાગ્યો જગતની વિપુલ અભિવ્યક્તિમા પ્રથમ અર્થ જણાયો પ્રાણકણામા, ત્યારપછી પ્રાણીમા, પછી મનુષ્યમા બહારથી અતરની દિશા તરફ એક પછી એક મુક્તિના દ્વાર ખુલવા લાગ્યા જ્યારે તે અભિવ્યક્તિ મનુષ્યમા આવી પહોચી, ત્યારે જવનિકા ખુલતા જ જીવ તેના

ભૂમામાં જણાયો. તે વેળા જણાયુ રહસ્યમય યોગનું તત્ત્વ, પરમ ઐક્ય માનવ બોલી ઊઠયો, 'જેઓ સત્યને જાણે છે, તેઓ सर्वमेवाविशन्ति સકળમાં પ્રવેશે છે'

માનવનુ ચૈતન્ય પ્રકાશની માફક જ્ઞાનમા, કર્મમા તેમજ ભાવ મા, મહાનિર્કિરણ (*The Great Enlightenment*)ની દિશ તરફ ચાલ્યુ છે એ પ્રસારણની દિશામા જ જણાય છે તેનું મહત્ત્વ તેનો મહામાનવ—यश्चायमस्मिन् आत्मनि तेजोमयोऽमृतमय पुरुष सर्वानुभू શુભ કામનાથી આ પ્રમાણે બોલીને જ હૃદયને સર્વત્ર વ્યાપ્ત કરી શકીએ —

सब्बे सत्ता सुखिता होन्तु, अवेरा होन्तु अव्यापज्झा होन्तु, सुखी अत्तान परिहरन्तु। सब्बे सत्ता दुक्खा पमुच्चन्तु। सब्बे सत्ता मा यथा-*लद्धसम्पत्तितो विगच्छन्तु ॥*

સઘળા જીવ સુખી થાઓ, શત્રુ વિનાના થાઓ, અવધ્ય થાઓ, સુખી થઈને કાળ ગાળો સઘળા જીવો દુ ખમાથી પ્રમુક્ત થાઓ, યથાલબ્ધ સંપત્તિથી વચિત ન થાઓ.

સાથે સાથે એમ પણ જણાવી શકુ કે દુ ખ આવે તો ભલે આવો, મૃત્યુ આવે તો ભલે આવો, ક્ષતિ થાય તો થાઓ, પરતુ માનવ પોતાના મહિમામાથી વચિત ન થાઓ સમસ્ત દેશ અને કાળ-મા ગર્જના કરીને બોલો—

सोऽहम्।

# પરિશિષ્ટ—૧

## માનવસત્ય

**આ**પણી ત્રણ જન્મભૂમિ છે. તે ત્રણેય એકબીજા સાથે સંકળાયેલી છે. પહેલી છે **પૃથ્વી**. મનુષ્યનું વાસસ્થાન પૃથ્વીમાં બધે છે. શીતપ્રધાન તુષારાદ્રિ, ઉત્તપ્ત વાલુકામય મરુભૂમિ, ઉત્તુંગ દુર્ગમ ગિરિશ્રેણી અને આ બંગાળના જેવી સમતલ ભૂમિ—એ બધેય સ્થળે માણસો વસે છે. વસ્તુતઃ માણસનું વાસસ્થાન એક છે. અલબત્ત ભિન્ન ભિન્ન જાતિઓનું નહિ, પરંતુ સમગ્ર માનવજાતિનું. મનુષ્યને માટે પૃથ્વીનો કોઈ ભાગ દુર્ગમ નથી. પૃથ્વીએ તેની પાસે પોતાનું હૃદય ઉઘાડ્યું છે.

તેનું બીજું વાસસ્થાન છે **સ્મૃતિલોક**. અતીત કાળમાંથી પૂર્વજોની કાહિનીઓ સંઘરીને તેણે કાળનો માળો તૈયાર કર્યો છે. આ કાળનો માળો સ્મૃતિદ્વારા રચાયો છે, બંધાયો છે. આ ક્યાંક કોઈ એક વિશેષ જાતિની વાત નથી પરંતુ સમગ્ર માનવજાતિની વાત છે. સ્મૃતિલોક બધાય માનવોની મિલનભૂમિ છે. વિશ્વમાનવનું વાસસ્થાન એક બાજુથી પૃથ્વી છે અને બીજી બાજુથી સમસ્ત માનવનો સ્મૃતિલોક છે. મનુષ્ય જન્મ લે છે સમસ્ત પૃથ્વીમાં, સમસ્ત ઇતિહાસમાં.

તેનું ત્રીજું વાસસ્થાન છે **આત્મિકલોક**. આ લોકને સર્વે

---

* આ પરિશિષ્ટનો ભાગ મૂળ પુસ્તકનો જ છે. શાંતિનિકેતન આશ્રમમાં ગુરુદેવ સપ્તાહમાં એક દિવસ ઘણે ભાગે ગુરુવારે બધા સમક્ષ કાંઈક ને કાંઈક સંભળાવતા. બધાના કહેવાથી એમણે પોતાના જીવનની આંતરિક પ્રગતિ વિષે કહેવાનું શરૂ કરેલું. પોતાની આ પ્રગતિની સાથે સાથે તેમની કાવ્યપ્રવૃત્તિ શી રીતે વિકાસ પામી તેનો પણ ચિતાર આપતા. તે વખતે અનુવાદક હાજર હતો. તેની જ આ પરિશિષ્ટરૂપે નોંધ હોય તેમ લાગે છે. અલબત્ત, સુધારાવધારા સાથે.

માનવના ચિત્તનો મહાદેશ ગણી શકાય અંતરે અંતરે સર્વે મનુષ્યાના યોગનું ક્ષેત્ર આ ચિત્તલોક છે કોઇનું ચિત્ત કદાચ સાંકડી વાડથી ઘેરાએલુ હોય, કોઇનુ વળી વિકૃતિદ્વારા વિપરીત હોય પરંતુ એક એવુ વ્યાપક ચિત્ત છે, જે વ્યક્તિગત નથી પરંતુ વિશ્વગત છે તેનો પરિચય અકસ્માત થઇ જાય છે કોઇ એક દિવસ આહ્વાન આવે છે એકદમ માનવ સત્યને માટે પ્રાણ પાથરવા તત્પર બની જાય છે સાધારણ માણસોમા ય ઘણીવાર જોવામા આવે છે કે જ્યારે તેઓ પોતાનો જ્યા પ્રેમ હોય છે ત્યા સ્વાર્થ ભૂલી જાય છે, ત્યારે પોતાની જાતને પણ તેઓ ગુમાવી બેસે છે ત્યારે જ સમજાય છે કે મનની એક એવી દિશા છે, જે સર્વે માનવના ચિત્તની દિશા છે

વિશેષ પ્રયોજનને લીધે ઘરની સીમામા ખડામારા બદ્ધ છે પરંતુ મહાકાશની સાથે તેનો સાચો યોગ હોય છે વ્યક્તિગત મન પોતાની વિશેષ પ્રયોજનની સીમામા બધાએલુ હોવા છતા તેનો સાચો વિસ્તાર સર્વે માનવના ચિત્તમા છે ત્યાનો પ્રકાશ આશ્ચર્યજનક હોય છે ધારો કે એક માણસ પાણીમા પડ્યો, અને બીજો તેને બચાવવા પાણીમા કૂદી પડ્યો અહીં શુ જોવામા આવે છે? એકના પ્રાણના રક્ષણને માટે પોતાના પ્રાણો સંકટમા નાખ્યા જે પોતાની સત્તામા સ્વયંપર્યાપ્ત રહ્યો હોય તે કદાચ જણાવે કે પોતે બચ્યો એટલે બાપનું નામ રહ્યુ પરંતુ પોતે બચ્યો એટલે બધુ ય આવી ગયુ એવુ ન માનનારા પણ છે કારણકે સર્વે માનવસત્તા પરસ્પર યોગયુક્ત છે

મારો જન્મ જે કુટુંબમા થયો હતો તે કુટુંબની ધર્મસાધના એક વિશેષ પ્રકારની હતી ઉપનિષદ અને પિતૃદેવનુ અનુભવજન્ય જ્ઞાન, **રામમોહન** અને બીજા બધા સાધકોની સાધના વગેરે અમારી કૌટુંબિક સાધના હતી હું પિતાનો કનિષ્ઠ પુત્ર હતો જાતકર્મથી માંડીને મારા બધા સંસ્કાર વૈદિક મંત્રોદ્વારા થયા હતા, અલબત્ત બ્રાહ્મ મતમા હળીમળીને હું નિશાળમાંથી પલાયન કરનારો (છેલ્લુ પાટલીનો) વિદ્યાર્થી હતો જ્યા જ્યા સીમા જોતો, ત્યા ત્યા મારે

અને નહિ જે અભ્યાસ બહારથી લાદવામાં આવતો તે ગ્રહણ કરવાની મારી શક્તિ ન હતી. પરંતુ પિતૃદેવ કદાપિ તેને માટે મને ધમકાવતા નહિ. તેમણે પોતે પણ સ્વાધીનતા ઉપર આધાર રાખીને પૈતામહિક સંસ્કારો ત્યજ્યા હતા. ગંભીરતર જીવનતત્ત્વ વિષે વિચારવાની સ્વાધીનતા મારી પણ હતી. એટલું જરૂર કે મારી આ સ્વાધીનતાને લીધે તેમને કોઈ કોઈવાર દુઃખ થયું હતું, પણ તેઓ કાંઈ જ બોલતા નહિ.

બાલ્યકાળમાં ઉપનિષદનો ઘણો ભાગ વારંવાર રટવાથી મને કંઠસ્થ થઈ ગયો હતો. બધું જ કાંઈ ધ્યાનપૂર્વક ગ્રહણ કરી શકયો ન હતો. શ્રદ્ધા હતી, શક્તિ કદાચ ન હતી. એવે વખતે જનોઈ આવી. ઉપનયનને વખતે ગાયત્રીમંત્ર આપવામાં આવ્યો. કેવળ તેનો લપલપ કરીને જપ કરતો તેમ ન હતું, પણ વારંવાર સ્પષ્ટ ઉચ્ચારણ કરીને તેનું રટણ કરતો. વળી પિતાની પાસેથી ગાયત્રીમંત્રનો ધ્યાનનો અર્થ પણ મળ્યો. તે વખતે મારી ઉમ્મર લગભગ બાર વર્ષની હશે. આ મંત્રનો વિચાર કરતાં કરતાં થતું કે જાણે આ વિશ્વભુવનનું અસ્તિત્વ અને મારું અસ્તિત્વ એકાત્મક છે. 'ભૂર્ભુવઃ સ્વઃ',—આ ભૂલોક અંતરીક્ષ છે, હું તેની સાથે અખંડ છું. આ વિશ્વબ્રહ્માંડના આદિમાં અને અંતમાં જેઓ છે, તેઓ જ આપણા મનમાં ચૈતન્યને પ્રેરે છે. ચૈતન્યની અને વિશ્વની એમ આ બન્ને સૃષ્ટિની ધારાઓ બહારથી તેમ જ અંતરથી એક ધારાઓમાં મળે છે.

આ રીતે ધ્યાનદ્વારા જેમની ઉપલબ્ધિ કરું છું, તેઓ વિશ્વાત્મામાં, મારા આત્મામાં ચૈતન્યના યોગથી જોડાએલા છે. આવા વિચારોના આનન્દથી મારા મનમાં એક પ્રકારનો જ્યોતિ પ્રકટયો. આ વાત મારા મનમાં ખૂબ જ સ્પષ્ટ છે.

જ્યારે ઉમ્મરલાયક થયો, કદાચ અઢાર કે ઓગણીશ, કે વીસ પણ હોય, ત્યારે ચીરંગીમાં ભાઈની સાથે હતો. આવા ભાઈ કોઈને કદાચ નહિ મળ્યા હોય. તે મારા એક જ સાથે મિત્ર હતા, ભાઈ ના સહયોગી હતા.

ત્યારે પરોઢિયે ઊઠવાની પ્રથા હતી. મારા પિતા પણ વહેલા ઊઠતા. યાદ આવે છે કે એકવાર ડેલહાઉસી પહાડ ઉપર પિતાની સાથે હતો. ત્યાં ખૂબ ઠંડી હતી. એવી ઠંડીમાં હાથમાં દીવો લઈને પિતા આવીને મને પથારીમાંથી ઉઠાડતા. એ રીતે વહેલો ઊઠીને એક દિવસ ચૌરંગીવાળા મકાનના છજ્જામાં ઊભો હતો. તે વેળા ત્યાં 'ફ્રી સ્કૂલ' નામની નિશાળ હતી. રસ્તાની પેલી બાજુ જ નિશાળનો હાથો જણાતો. તે દિશામાં જોયું તો ઝાડની પાછળ સૂર્ય ઊગી રહ્યો છે. જેવો સૂર્યનો આવિર્ભાવ પેલા ઝાડની પાછળથી થયો કે તરત જ મનનો પડદો ખુલી ગયો. મનમાં થયું કે મનુષ્ય મરણપર્યંત એક પ્રકારના આવરણથી ઘેરાએલો રહે છે. તેમાં જ તેનું સ્વાતંત્ર્ય રહ્યું છે. સ્વાતંત્ર્યની વાડ તૂટતાં જ સાંસારિક પ્રયોજનમાં અનેક મુસ્કેલીઓ આવી નડે છે. પરંતુ તે દિવસે સૂર્યોદયની સાથે સાથે મારું આવરણ સરી પડ્યું. મનમાં થયું કે જાણે સત્યને મુક્ત દૃષ્ટિથી જોયું, મનુષ્યના અંતરાત્માને જોયો. બે મજૂરો ખભે હાથ દઈને હસતા હસતા જતા હતા. તેમને જોઈને મનમાં થયું કે કેવું અનિર્વચનીય સુંદર દૃશ્ય! મનમાં ન થયું કે તેઓ મજૂર છે. તે દિવસે તેમના અંતરાત્માને, જ્યાં ચિરકાળનો માનવ રહ્યો છે,—તેને જોયો.

આપણે સુંદર કોને કહીએ છીએ? બહારથી જે અકિંચિતકર હોય, પરંતુ જ્યારે તેનો આંતરિક અર્થ જોઈએ ત્યારે સુંદરને જોઈએ છીએ. ગુલાબનું ફૂલ વાછરડાને માટે સુંદર નથી. જે માણસ તેની કેવળ કળીઓ કે ડીટું નહિ; પણ એક પ્રકારની સમગ્ર આંતરિક સાર્થકતા પામ્યો છે, તે માણસની પાસે તે સુંદર છે. પાવનાના ગામવાસી કવિએ જ્યારે પ્રતિકૂલ પ્રણયિનીના માનભંજનને માટે 'ટયાકા દામેર મોટરિ' (એક રૂપિયાના દામની મોટર) લાવવાનો ઠરાવ કર્યો, ત્યારે તેની કીમત એક રૂપિયાથી ક્યાંય વધી ગઈ. આનો આંતરિક અર્થ જ્યારે સમજાય ત્યારે જ તે સુંદર બને છે. તેથી તે દિવસે તો હું આશ્ચર્ય પામી ગયો. મેં જોયું કે સમસ્ત સૃષ્ટિ અપરૂપ છે.

મારો એક મિત્ર હતો, તેની બુદ્ધિ વિષે જગ શંકા રહેતી તેની બુદ્ધિનો એક પરિચય આપુ એક દિવસે તેણે મને પૂછેલુ "અચ્છા, ઈશ્વરને તેં જોયો છે?" "ના રે ભાઈ," મેં કહ્યુ તેણે જણાવ્યુ, "મેં જોયો છે" મેં પૂછ્યુ, "કેવી રીતે?' તેણે જવાબ વાળ્યો, "અરે, આ આંખની પાસે ચકચક થાય છે!" તે જ્યારે આવે ત્યારે થતુ કે ક્યા આ લપ વળગી, પણ તે દિવસે તો તે પણ સારો લાગ્યો તેને મેં પોતે જ બોલાવ્યો તે દિવસે થયુ કે તેની બુદ્ધિહીનતા આકસ્મિક છે, તે કાંઈ તેનું ચરમ કે ચિરતન સત્ય નથી તેને બોલાવીને મેં આનદ મેળવ્યો તે દિવસે તે 'અમુક' ન હતો જે માનવ લોકમા હું અતર્ગત છુ, તે માનવલોકમા તે પણ રહ્યો છે તે વેળા મનમા થયુ કે આ જ મુક્તિ આ હાલતમા ચાર દિવસ રહ્યો તે ચાર દિવસ જગતને સત્ય રીતે જોયુ છે ત્યાર પછી જ્યોતિદાએ (જ્યોતિરીન્દ્રનાથે) કહ્યુ "દાર્જિલિંગ ચાલ' ત્યા ગયો કે પાછો પડદો પડી ગયો વળી પાછી તેની તે જ અકિંચિત્કરતા, તે જ રોજની રોજ પરતુ તે પહેલા કેટલાક દિવસ સુધી જેમને બધામા જોયા, તેમને વિષે આજસુધી પણ સશય રહ્યો નહિ તે એ જ અખડ માનવ છે જે મનુષ્યના ભૂત અને ભવિષ્યમા પરિવ્યાપ્ત છે, જે અરૂપ છે, પરતુ સર્વ મનુષ્યોના રૂપમા તેમનો અતરતમ આવિર્ભાવ છે

## 'જીવનસગીત'

તે સમયે મારા જીવનનો એ પ્રથમ અનુભવ થયો જેને આધ્યાત્મિક કહી શકાય બરાબર તે વખતે અથવા તો તરત જ પછી જે ભાવે મને ઘેરી લીધો હતો, તેનો સ્પષ્ટ ચિતાર તે વખતની મારી કવિતામા— **પ્રભાતસગીત** મા જણાઈ આવે છે તે વખતે જે ભાવ આપોઆપ પ્રગટ્યો, તે જ 'પ્રભાતસગીત'મા વ્યક્ત થયો પાછળથી વિચારીને લખવાથી તેના ઉપર પૂરતો ભરોસો રાખી ન શકાત શરૂઆતમા જ જણાવી દઉં, કે 'પ્રભાતસગીત'માથી જે કવિતાઓ સભળાવીશ તે માત્ર તે વેળાનો ચિતાર રજૂ કરવા પૂરતુ જ

કાવ્યની દૃષ્ટિથી તેનું મૂલ્ય અતિ સામાન્ય છે. મારે માટે તેની કીમત એ છે કે તે સમયે મારા મનમાં જે એક પ્રકારનો આનંદનો ઉછાળો આવ્યો હતો તે તેમાં વ્યક્ત થયો છે. તેના ભાવ અમંલગ્ન છે, ભાષ કાચી છે; જાણે કે બાથોડીઆં મારી મારીને બોલવાનો પ્રયત્ન હોય! પરંતુ 'પ્રયત્ન' કહેવે ઠીક નથી. વસ્તુતઃ તેમા પ્રયત્ન નથી અસ્ફુટ વાણીવાળું મન જેટલે અંશે વિના પ્રયત્ન કરી શકે તેટલે અંશે ભાવને વ્યક્ત કર્યો છે. સાહિત્યના આદર્શથી વિચારતાં તે સ્થાન પામવાને બીલકુલ યોગ્ય નથી.

જે કવિતાઓ સંભળાવીશ તે કુંઠિતભાવે, નહિ કે ઉત્સાહથી. પહેલે દિવસે જે લખી છે, તે જ પહેલાં વાચું છુ. પહેલે દિવસે જ તે લખી છે તે જોરપૂર્વક જણાવવું મારે માટે ભારે છે. રચનાના કાળ વિષે મારા ઉપર ભરોસો રાખવો પાલવે નહિ. જેઓ મારા કાવ્યના ઇતિહાસવેત્તા છે, તેઓ તે સારી રીતે જાણી શકશે. હૃદય જ્યારે આશ્ચર્યપૂર્ણ ભાવોચ્છ્વાસમાં ઉછળી રહ્યું હતું, ત્યારનું આ લખાણ છે તેને હાલની અભિજ્ઞતાની જોડે મેળવીને જોવું જોઇશે. મેં આગળ જણાવ્યુ છે કે આપણી એક બાજુ 'અહમ'ની છે, બીજી 'આત્મા'ની છે. 'અહમ' જાણે કે ખડાકાશ છે, ઘરમા રહેલુ આકાશ છે; તેને માટે દુનિયાનું કામકાજ, અને આ બધી ગડમથલ છે. તે આકાશની સાથે મહાકાશ યુક્ત છે, તેને કાંઇ પણ વૈષયિકતા ન મળે. તે આકાશ અસીમ છે, વિશ્વવ્યાપી છે. વિશ્વવ્યાપી આકાશમા અને ખડાકાશમા જે ફેર છે, તેજ ફેર 'અહમ' અને 'આત્મા'મા છે. માનવત્વ નામે જે વિરાટ પુરુષ છે, તે મારા ખંડાકાશમા પણ રહેલા છે. મારામાં જ બંને બાજુઓ છે—એક મારામા જ બદ્ધ છે, બીજી સર્વત્ર વ્યાપ્ત છે. આ બને યે યુક્ત છે અને તે ઉભયના મિલનથી જ મારી પરિપૂર્ણ સત્તા છે. તેથી જ મેં કહ્યું છે, કે જ્યારે આપણે 'અહમ'ને જ કેવળ પકડી રાખીએ છીએ, ત્યારે આપણે માનવધર્મમાંથી ચળીએ છીએ. તે મહામાનવ, તે વિરાટ પુરુષ, જે મારામાં રહેલા છે, તેમની

સાથે તે વેગા વિચ્છેદ થાય છે.

> "જગતીને જોયુ તો હુ છુ આધારામા રહ્યો અધ,
> પોતાની માહી હુ પોતે રહ્યો છુ કેવળ બદ્ધ,
> રહ્યો છુ થઈને મગન પોતાના જ કલરવે,
> પાછા વળે પ્રતિધ્વનિ પોતાના શ્રવણ પરે!"[1]

આ જ તે 'અહમ્'. તે પોતામા જ છે બદ્ધ, અસીમમાથી ચળીને અધ બનીને તે અધકારમા જ રહ્યુ છે. તેમા જ હતો, એવુ અનુભવ્યુ તે જાણે એક સ્વપ્નદશા ન હોય!

> "ગભીર-ગભીર ગુહા, ગભીર આધારૂ ઘોર,
> ગભીર નિદ્રિત પ્રાણુ એકલો ગાય છે ગાન,
> મળે છે સ્વપનગીતિ વિજન હૃદયે મમ."[2]

નિદ્રામા જે સ્વપ્નની લીલા રહેલી છે, તેમા સત્યનો યોગ થતો નથી. તે અમૂલક છે, મિથ્યા છે એમ આપણે કહીએ છીએ 'અહમ્'મા સીમાબદ્ધ જે જીવન છે તે મિથ્યા છે, તેમા અનેક અતિકૃતિ, દુઃખ, નુકસાન વગેરે રહેલા છે જ્યારે 'અહમ્' જાગ્રત થઇને આત્માની ઉપલબ્ધિ કરે છે, ત્યારે તે નૂતન જીવન મેળવે છે એકવાર 'અહમ્'ના ક્રીડાગૃહમા બન્દીવાન હતો આ રીતે પોતાની પાસે પોતાના જ પ્રાણ સાથે વ્યગ્ર રહેતો, બૃહત્ સત્યનુ રૂપ જોયુ ન હતું

---

૧ "જગિયા દેખિનુ આમિ આঁধારে র'য়েছি আঁধা,
আপনারি মাঝে আমি আপনি র'য়েছি বাঁধা
র'য়েছি মগন হ'য়ে আপনারি কলস্বরে,
ফিরে আসে প্রতিধ্বনি নিজেরি শ্রবণ পরে।"

૨ "ગભીર-ગભીર ગુહা, ગભীর আঁধার ঘোর,
গভীর ঘুমন্ত প্রাণ একেলা গাহিছে গান,
মিশিছে স্বপনগীতি বিজন হৃদয়ে মোর।"

"આજે આ પ્રભાતે રવિનો કર,
પ્રવેશ્યો શી રીતે પ્રાણ ઉપર,
પ્રવેશ્યુ શી રીતે ગુફાને અંધારે
પ્રભાતપંખીનું ગાન!
જાણું ના શી રીતે આટલે દિવસે
જાગ્રત થયો પ્રાણ!
જાગ્રત થયો પ્રાણ!
અરે ઉછળી ઊઠે છે વારિ,
અરે પ્રાણની વાસના પ્રાણનો આવેગ.
રૂંધી રાખી શકું નાહિ"[1]

અહીંઆ તે દિવસની વાત છે, જે દિવસે અંધકારમાંથી પ્રકાશ આવ્યો મહારનો, અસીમનો તે દિવસે ચેતના પોતાને વટાવીને ભૂમામાં પ્રવેશી તે દિવસે કારાવાસનાં બારણાં ખોલીને બહાર નીકળી પડવા માટે, જીવનની વિધવિધ લીલાની સાથે જોડાઇને તેના પ્રવાહમાં વહેવાને માટે અંતરમાં તીવ્ર વ્યાકુળતા જાગી તે પ્રવાહની ગતિ મહાન વિરાટ સમુદ્ર તરફ હતી તેમને મેં હમણાં વિરાટ પુરુષ તરીકે જણાવ્યા તે મહામાનવમાં જઇને જ નદી મળશે, પરંતુ સર્વમાં થઇને આ જે

---

1 "આજિ એ પ્રભાતે રવિર કર,
કેમને પશિલ પ્રાણેર પર
કેમને પશિલ ગુહાર આંધારે
પ્રભાત પાખીર ગાન!
ના જાનિ કેનારે એતોદિન પરે
જાগিয়া ઉઠિલો પ્રાણ!
જાগিয়া ઉઠે છે પ્રાણ
ઓરે ઉથલિ ઉઠે છે વારિ,
ઓરે પ્રાણેર વાસના પ્રાણેર આવેગ
રુધિયા રાખિતે નારિ!"

હાકલ પડી, સૂર્યના પ્રકાશથી જાગીને મનમાં જે વ્યાકુળતા જાગી, તે આહ્વાન ક્યાંથી આવ્યું? આનું આકર્ષણ મહાસમુદ્ર તરફનું છે. સમગ્ન માનવમાં થઈને, સંસારમાં થઈને, ભોગ કે ત્યાગ કશાયનો અંગીકાર કર્યા વગર, સમસ્તનો સ્પર્શ કરીને છેવટે તે એવી એક જગ્યાએ પડે છે, જ્યાં—

"શું જાણું શું થયું આજે, જાગ્રત થયો છે પ્રાણ,
દૂરથી સાંભળું જાણે મહાસાગરનું ગાન.
તે સાગર પ્રતિ મમ હૃદય ધાવવા ચાહે,
તેના પદપ્રાંતે જઈ જીવન તૂટવા ચાહે" ૧

અંતરમાં ત્યાં જવાની ખૂબ વ્યાકુળતા જાગી હતી. 'માનવધર્મ' વિષે જે વ્યાખ્યાનો મેં આપ્યાં છે, તેની ભૂમિકા સંક્ષેપમાં આટલી જ છે. આ મહાસમુદ્રને હવે મેં મહામાનવ નામ આપ્યું છે. સઘળા ય મનુષ્યોમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન સાથે તેઓ સર્વ જનના હૃદયમાં પ્રતિષ્ઠિત છે. તેમની સાથે જઈને મળવાની હાકલ, તે જ આ હાકલ છે.

આના પછી ત્રણચાર દિવસે જ **'પ્રભાત ઉત્સવ'** લખ્યું. વાત એકની એક છે, થોડી વધારે સ્પષ્ટ.

"હૃદય આજે મારું શી રીતે ગયું ખુલી!
જગત આવી ત્યાં કરે છે આલિંગન.
પૃથ્વીમાંહી છે જે માણસો શત શત,
આવે છે પ્રાણે મારા હસે છે અનહદ" ૨

---

૧ "કિ જાનિ કિ હ'લો આજિ, જાગિયા ઉઠિલો પ્રાણ,
દૂર હ'તે શુનિ જેનો મહાસાગરેર ગાન।
સેઈ સાગરેર પાને હૃદય છુટિતે ચાય,
તારિ પદપ્રાન્તે গিয়ে જીવન ટુટિતે ચાય।

૨ "હૃદય આજિ મોર કેમને ગેલ ખુલિ'!
જગત આસિ સેથા કરિ છે કોલાકુલિ।

આ જ છે સઘળા મનુષ્યના હૃદયની તરંગલીલા. મનુષ્યમાં સ્નેહ, પ્રેમ ભક્તિ વગેરેનો સંબંધ તો છે જ, પરંતુ તેને વિશેષરૂપે જોવો, મોટી ભૂમિકામાં જોવો, જેમાં તે પોતાનું ઐશ્વર્ય અનુભવે, પોતાનું તાત્પર્ય મેળવે,—એ આદર્શ છે. પેલા દિવસે જે બે મજૂરોની વાત મેં જણાવી, તેમાં જે આનંદ મેં જોયો, તે આનંદ સખ્યનો હતો. એટલે કે તે એવું કાંઈ હતું, જેનું મૂળ સર્જનના સર્વકાળના ચિત્તના ઉંડાણમાં રહેલું છે. તે જોઈને જ ખુશી થઈ ગયો હતો. વળી વધારે ખુશી થયો તેટલા માટે, કે જેમનામાં તે આનંદ જોયો, તેઓ બરાબર દૃષ્ટિ ગોચર થતા નહિ. તેમને પહેલાં કેવળ નિર્માલ્ય તરીકે જ માન્યા હતા. જે મુહૂર્તે તેમનામાં વિશ્વવ્યાપી પ્રકાશ જોયો, કે તરત જ પરમ સૌન્દર્યને અનુભવ્યું. માનવને વિષે જે વિચિત્ર રમલીલા, જે આનંદ, જે અનિર્વચનીયતા રહેલી છે, તે જોઈ. તે જે જોયું તે કેવળ બાળકના લખાણમાં વાંકુંચૂકું જે કાંઈ પ્રકાશ પામે, છતાં પરિસ્ફુટ થાય નહિ, તે રીતે વ્યક્ત થયું છે. તે સમયે આભાસમાં જે અનુભવ્યું હતું, તે લખ્યું છે. એનો અર્થ એવો નથી કે ખુશીમાં આવ્યું તેમ મેં ગાયું છે. આ ગાન થોડી ક્ષણમાત્રનું નથી, તેનું અવસાન નથી. તેની એક પ્રકારની ધારાવાહિકતા છે, તેની અનુવૃત્તિ માનવને હૃદયે હૃદયે છે. મારા ગાનની સાથે સઘળા માનવનો યોગ છે. તે યોગ, ગાન બંધ થયે પણ છિન્ન થશે નહિ.

"કાલે ગાન શેષ થશે, તેથી શું ગાઉં ના ગાન,
આજે જ્યારે થયું છે પ્રભાત"
'શાનો આ હર્ષ—કોલાહલ,'
પૂછું હું તમને, ભાઈ બોલો'
આનન્દમાંહી સર્વ તરી રહ્યું લાગે,

---

ધરાય આછે જત માનુષ શત શત,
આસિછે પ્રાણે મોર હાસિતે ગલাগলি!"

આનન્દે થય છે પડી લીન,
નિહાળી ધરણી પ્રતિ નવ આનન્દને ગાને
અને જાગે વળી એક દિન" ૧

વિરાટ આનન્દમા આ જે બધુ ઉછળી રહ્યુ છે તે ઘણા દિવસ જોયુ ન હતું તે દિવસે તે જોયુ મનુષ્યના વિધવિધ સબધોમા એક આનન્દનો રસ રહ્યો છે બધાયમા આ જે આનન્દનો રસ છે, તેને લીધે જ મહારસનો પ્રકાશ થાય છે રસો વૈ સઃ। રસના ટુકડા ટુકડા પ્રકાશમા તે પામ્યો હતો તે અનુભૂતિને પ્રગટ કરવા માટે મરણિયો બન્યો હતો, પરતુ બરાબર પ્રગટ કરી શક્યો નહિ જે કાઇ બોલ્યો છુ તે અપૂર્ણભાવે બોલ્યો છુ

**'પ્રભાતસગીત'**ની છેવટની કવિતા જુઓ

"આજે હવે વાત કહીશ ના,
હવે વળી ગાન ગાઇશ ના
જુઓ આજે ઉતાવળે આવે થોકે થોકે લોક,
ઘેરી રહ્યા ચારે દિશે,
ચાહી રહ્યા અનિમિષે,
જોઇ મારૂ સ્મિતમુખ ભૂલી ગયા દુ ખશોક.
આજે હવે ગાન ગાઇશ ના" ૨

---

૧ કાલ ગાન ફુરાઇબે, તા બલે ગાબે ના કેનો,
આજ જબે હયેછે પ્રભાત।'
કિરણેર હરષ નેહારિ,
શુધાઇ તોદેર, તોરા બલ।
આનન્દ માઝારે સબ ઉઠિતેછે ભેસે ભેસે,
આનન્દે હ'તે છે કભુ લીન,
ચાહિયા ધરણી પાને નવ આનન્દેર ગાને
મને પડે આર એકદિન'
૨ "આજ આમિ કથા કહિબો ના!

## 'જીવનદેવતા'

નદીના ભમરમા વહેળો પાણીથી ભરેલો રહેતો સુકાઈ જાય ત્યારે લોકો તે ઉપર થઈને આવજા કરતા આ પાર એક હાટ હતુ પેલી પાર જાતજાતની જનતા હતી એ માગના ઘરમાથી વસતિની લીલા જોવાની મઝા પડતી પદ્મા નદીની મારી જીવનયાત્રા જનતાથી દૂર હતી નદીમા બનેના બેટ, ચારે બાજુ ધખધખતી રેતી, અને ઠેકઠેકાણે જળકુડની આજુબાજુ જળચર પક્ષીઓ,—ત્યા જે બધી નવલિકાઓ લખેલી તેમા પદ્મા નદીના તીરની છાયા રહેલી છે જ્યારે શાજાદપુર જતો ત્યારે ગ્રામ્ય જીવનનુ ચિત્ર નજરે પડતુ પલ્લીઓનો જાતજાતનો કર્મોદ્યમ જોતો તેનો જ પ્રકાશ 'પોસ્ટમાસ્તર', 'સમાપ્તિ', 'છુટિ' વગેરે નવલિકાઓમા છે તેમા વસતિના ટચુકડા હયાત દશ્યો કલ્પનાદ્વારા ભરેલા છે

તે વખતની એક વાત યાદ આવે છે નાનકડા સુકાઈ ગએલા પુરાણા વહેળામા પાણી આવી રહ્યુ છે કાદવમા હોડીઓ અરધીએક ડૂબેલી હતી, પાણી આવ્યુ તેથી તે તરવા લાગી છોકરાછોકરા નવા પાણીના વહેણનો અવાજ સાભળીને મસ્તી કરી રહ્યા છે દિવસમા કોણ જાણે દસવાર તે બધા પાણીમા ઉધમાત મચાવે છે

મારા બેમાળવાળા ઘરની બારીમાથી જોયુ તો સામેના આકાશમા નવવર્ષાના જળભારથી નમેલા મેઘ અને નીચે બાળકોનો પ્રાણભર્યો તરંગિત કલ્લોલ નજરે પડ્યા મારુ મન એકદમ પોતાનુ ખુલ્લુ દ્વાર મૂકીને બહાર સુદૂર નીકળી ગયુ અત્યત નિબિડભાવે મારા અતરમા એક અનુભવ થયો નિત્યકાલવ્યાપી સર્વાનુભવની એક અનવચ્છિન્ન ધારા, અનેક પ્રાણની વિવિધ લીલામા મળેલી એક અખડ લીલા, મારી નજરે પડી પોતાના જીવનમા જેનો બોધ અને ભોગ કરી રહ્યો છુ, આસપાસ ઘેર ઘેર માણસે માણસે પળેપળે જે કાઈ ઉપલબ્ધિ થઈ રહી છે, તે બધુ એક વિરાટ અભિજ્ઞતામા મળી ગયુ પ્રત્યેક નટ પોતાનો અભિનય કરી રહ્યો છે, તેમની દરેકની

જીવનયાત્રામાં સુખદુઃખના અનેક ખંડપ્રકાશ થઇ રહ્યા છે, પરંતુ તે સમસ્તદ્વારા એક નાટચરમ પ્રકાશ પામી રહ્યો છે એ પરમ દ્રષ્ટામાં જે છે સર્વાનુભૂ આગલો વખત પોતાના જીવનમાં સુખદુઃખની જે અનુભૂતિ એકાંતભાવે મને વિચલિત કરતી હતી, તેને દ્રષ્ટારૂપે જોઈ શક્યો. એક નિત્ય સાક્ષીની પાસે ઊભો રહીને

આ રીતે પોતામાંથી છૂટો પડીને અમગ્રમાં ખંડિતને સ્થાપન કરવાની સાથે જ પોતાના અસ્તિત્વનો ભાર હળવો થઇ ગયો તે વખતે કોઇએક રમિમ્નની સાથે એમ્ન પામીને જીવનલીલાને રસરૂપે નિહાળી તે દિવસનો મારો આ બોધ મારે માટે ગભીર અને આશ્ચર્યપૂર્ણ હતો

એક પ્રકારનો મુક્તિનો આનંદ પામ્યો સ્નાન કરવાની ઓરડીમાં જતા જતા એમ વાર બારી પાસે થોડો વખત ઊભો હતો તે થોડો વખત મારે માટે એક પળમાં બૃહત્ બની ગયો આંખમાંથી પાણી પડી રહ્યું છે ઇચ્છા થાય છે કે જાણે સંપૂર્ણ આત્મનિવેદન કરી ઢળી પડીને કોઇને પ્રણામ કરૂં તે જ મારા પરમ અંતરંગ સંગી છે, જેઓ મારા સમસ્ત ક્ષણિક જીવનને પોતાના નિત્યમાં ગ્રહણ કરે છે ત્યારે જ મનમાં થયું કે મારી એક દિશામાંથી બહાર આવવાની સાથે જ બીજી દિશાનો પરિચય મળ્યો. एषोऽस्य परम आनन्द,— મારામાં 'આ' અને 'તે' રહેલા છે જ્યારે 'આ' પેલા 'તે'ની દિશામાં પ્રતિષ્ઠિત થાય ત્યારે જ આનંદ થાય

તે દિવસે અચાનક અત્યંત નિકટભાવે જાણી શક્યો કે પોતાની સત્તામાં ઉપલબ્ધિની બે દિશાઓ છે એમ તે છે, જેને આપણે 'હું' કહીએ છીએ, અને તેની સાથે હળેલી ભળેલી બીજી છે,—જેમ મારો સંસાર, મારો દેશ, મારૂં ધન જન માન,—જેને માટે મારામારી કાપાકાપી વિચાર વગેરે ચાલી રહ્યા છે તે પરંતુ જેવી રીતે નાટકનો સ્રષ્ટા અને દ્રષ્ટા તેના સમસ્તને માટે હોવા છતાં પણ પર હોય છે, તેવી રીતે પરમપુરુષ આ સમસ્તનો અધિકાર કરવા છતાં તેનાથી

પ૦ રહેલા છે મત્તાની આ બને બાજુઓ દરેક વખતે મેળ સાથે અનુભવી શકાતી નથી. વિરાટમાથી છૂટા પડીને આપણે પોતાને સુખમા કે દુખમા ડુબાવીએ છીએ તેની માત્રા રહેતી નથી, તેનુ બૃહત્ સામજસ્ય દેખાતું નથી. કોઈ એક વાર સહસા તે દિશામા આખ ફરે છે, અને મુક્તિનો સ્વાદ મળે છે 'અહમ્' પોતાનુ નિરાળાપણુ ભૂલે છે ત્યારે તે સત્યને જોઈ શકે છે મારી આ અનુભૂતિ કવિતાદ્વારા પ્રકાશ પામી છે '*જીવનદેવતા*'ની શ્રેણીના કાવ્યોમા

"ઓ હે અતરતમ
મટી છે શુ તવ સકળ તૃષા
આવી અતરે મમ"૧

જેટલે અંશે હુ પૂર્ણ અર્થાત્ વિશ્વવ્યાપી, તેટલે અંશે તેઓ પોતાના થાય, તેમની સાથે ઐક્ય જન્મે તે વાત મનમા રાખીને જ બોલ્યો હતો તમારી લીલાનો પ્રકાશ મારામા જોઇને શુ તમે ખુશી થયા છો?

વિશ્વદેવતા છે, તેમનુ આસન લોકે લોકે, ગ્રહ ચદ્ર તારામા છે જીવનદેવતા વિશેષભાવે જીવનના આસનમા છે, હૃદયે હૃદયે તેમનુ પીઠસ્થાન છે, સઘળી અનુભૂતિ સઘળી અભિજ્ઞતાના કેન્દ્રમા બાઉલ તેમને જ 'મનેર માનુષ' તરીકે જણાવે છે આ મનનો માનવ, આ સર્વે મનુષ્યોના જીવનદેવતાની વાત કરવાનો પ્રયત્ન 'Religion of Man'મા મેં કર્યો છે તે ભાષણોને દર્શનના કોઠામા નાખતા ભૂલ થશે તેમને મતવા નો આકાર આપવાનો પ્રયાસ થયો છે, પરતુ વસ્તુત તે કવિચિત્તની એક પ્રકારની અભિજ્ઞતા છે આ આતરિક અભિજ્ઞતા ઘણા કાળથી અદર અદર મારામા વહેતી આવી છે, તેને મારી વ્યક્તિગત ચિત્તપ્રકૃતિની એક વિશેષતા ગણવાથી મને બરાબર સમજી શકાશે

---

૧ "ઓગો અતરતમ
મિટેછે કિ તવ સકલ તિયાષ
આસિ અતરે મમ"

જેઓ સર્વ જગતમા રહેવા ભૂખ્યા છે, તેમની ઉપલબ્ધિ કરવાની સાધનામા એવો ઉપદેશ દેવામા આવે છે કે જનગણનો ત્યાગ કરો, ગુફામા જાઓ, પોતાની સત્તાસીમાને લોપીને અસીમમા અન્તર્હિત થાઓ આ સાધના વિષે કાઇ પણ કહેવાનો મારો અધિકાર નથી પરતુ મારૂ મન જે સાધનાનો સ્વીકાર કરે છે તે એ છે કે પોતાનો ત્યાગ કર્યા વિના પોતામા જ તે મહાન પુરુષની ઉપલબ્ધિ કરવાનુ ક્ષેત્ર છે,—અને તે છે નિખિલ માનવનો આત્મા તેમનામા સપૂર્ણ ઉત્તીર્ણ થઇને કોઇ અમાનવ કે અતિમાનવ સત્યમા ઉપનીત થવાની વાત જો કોઈ જણાવે, તો તે વાત સમજવાની શક્તિ મારામા નથી કારણકે મારી બુદ્ધિ માનવબુદ્ધિ છે, મારૂ હૃદય માનવહૃદય છે, મારી કલ્પના માનવકલ્પના છે તેને ગમે તેટલુ માર્જિત કરો કે શોધો, પરતુ તે માનવચિત્ત કદાપિ છોડશે નહિ. આપણે જેને વિજ્ઞાન ગણીએ છીએ તે માનવબુદ્ધિથી પ્રમાણિત થએલુ વિજ્ઞાન છે, આપણે જેને બ્રહ્માનદ ગણીએ છીએ તે પણ માનવના ચૈતન્યમા પ્રકાશિત થતો આનદ છે આ બુદ્ધિમા, આ આનદમા જેમની ઉપલબ્ધિ કરીએ છીએ, તે ભૂમા તો છે, પરતુ માનવભૂમા છે તેમની બહાર બીજુ કાઈ હોવુ–ન હોવુ મનુષ્યને માટે સમાન છે મનુષ્યને લોપીને જો મનુષ્યની મુક્તિ હોય, તો મનુષ્ય થયો શાથી?

એકવાર બેઠો બેઠો પ્રાચીન મત્રોનો પાઠ આત્મનિ‌વેદનભાવથી મનન કરતો હતો પનાય। કરવાની ઇચ્છા પણ થઈ હતી, શાતિ ન મળી તેમ પણ નહિ, વિક્ષોભમાથી સહજમા નિષ્કૃતિ મળી શકત આ રીતે દુખને વખતે સાત્વના મેળવતો વળી પાછો એક દિવસ એવો આવ્યો જ્યારે સમસ્તને સ્વીકાર્યું, બધાને ગ્રહણ કર્યું જાણ્યુ કે મા।।રગભૂમિમા જ લીલા થઈ રહી છે તેના અશમાનો એક અશ હુ છુ બધામા રહેલા સત્યને જોયા આ જોયાને નાનું ગણી ન શકુ આ પણ સત્ય છે જીવનદેવતાથી જીવનને અલગ કરીને જોવાથી જ દુખ છે, તેમા મેળવીને જોવાથી જ મુક્તિ છે

# પરિશિષ્ટ—૨

## બાઉલ *

ભારતની પ્રાચીન આર્ય સંસ્કૃતિનો ઉષઃકાળ ઋગ્વેદ કાળથી થયો તેમ ઇતિહાસકારો ભાખે છે. પણ એથી ય પ્રાચીન લોકસાહિત્ય, લોકધર્મના અવશેષો આપણને અથર્વવેદના ઘણાં ય સૂક્તોમા મળી આવે છે. અને બાકી રહી ગએલા આખ્યાનો, કહેવતો, મહાભારતમા અને પુરાણોમાં સંકળાએલા છે. દરેક પ્રજાની સંસ્કૃતિનુ હાર્દ તેના લોકસાહિત્યમાં જોવામા આવે છે. પરંતુ આ પ્રકારનો આવિષ્કાર વિદ્વાનોને મોડો થાય છે.

બાઉલ લોકો જણાવે છે કે તેમના જેવા બડખોરો પૂર્વે ઘણા થઇ ગયા છે. સમાજના રીતરિવાજ અને ધારાધોરણોથી બહિર્ભૂત થઇને સ્વતત્ર ધોરણથી જીવન ગાળનારા 'વ્રાત્યો'ના સૂક્તો અથર્વવેદમા મળી આવે છે. 'વ્રાત્યો' માટે તે વખતના સમાજને માન પણ હતુ, તે નીચેના કેટલાક ફકરાઓ પરથી સમજાશે:

व्रात्य आसीद् इयमान एव। स प्रजापति समैरयत्।

(વ્રાત્ય સદા ગતિશીલ હતા, તેમણે પ્રજાપતિને સચાલિત કર્યા)

सोऽवर्धत, स महानभवत्, स महादेवोऽभवत्।

(તે વધ્યો, મહાન થયો, મહાદેવ થયો)

यदेनमाह–व्रात्य, यथा ते प्रिय तथास्त्विति,
प्रियम् एव तेनावरुन्धे।

(જેઓ વ્રાત્યને કહી શકે, કે 'હે વ્રાત્ય' તમારૂ પ્રિય થાઓ,' તે વ્યક્તિ પણ પ્રિયને મેળવે છે.)

બાઉલના સહજ માર્ગના મૂળ આ વ્રાત્યોના પ્રકરણોમા જણાઇ આવે છે.

---

*'પ્રસ્થાન' ૧૯૩૩ના ફાગણ માસના અકમાં આવેલો મારો લેખ (અનુવાદક)

શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે પરદેશમા પ્રથમ જ બગાળના આ બાઉલોને જાહેર કર્યા તેમણે 'હિંદુસ્તાનનો એક લોકધર્મ' ઉપર ભાષણ આપ્યુ એ ભાષણના તેમણે બે ભાગ પાડ્યા બૌદ્ધ ધર્મ અને બાઉલનો ધર્મ સામાન્ય દૃષ્ટિથી આ બનેમા આભગ્જમીનનો ફેર લાગે, પણ તત્ત્વ પિપાસુને બનેમા એક જ ધારા વહમાન થતી જણાય છે તેમના શબ્દોમા,—"આ બને ભિન્ન આદર્શવાળા ધર્મોને એકસાથે ચર્ચવાનો મારો આશય તેમનામા રહેલી મૌલિક એકતા દર્શાવવાનો છે બનેમા પોતામા રહેલી અનત શક્તિની ઉપલબ્ધિ કરવાની તીવ્ર ઇચ્છા રહેલી છે અને આ ઉપલબ્ધિ રૂઢિયુક્ત કાનૂનો દ્વારા નહિ પરતુ સત્યની સાથે માનવનો પૂર્ણ યોગ સાધીને બનો માને છે કે આપણા અંતિમ ધ્યેયની ઉપલબ્ધિ આપણામા જ રહેલી છે

રવીન્દ્રનાથ ઠાકુરના જીવન ઉપર આ બાઉલોની કેવી અસર રહેલી છે તે વિષે તેમના એક આલોચક લખે છે

"The third (epoch) dawns with the poets understanding of the Bauls How the modern master singer met the older master singers'

રવીન્દ્રનાથે તેમના ૧૯૩૦મા આપેલા હિબર્ટ લેક્ચર્સ મા બાઉલો ના સિદ્ધાતો વિષે ઘણીવાર ટાચ મારી છે આ ઉપરથી જણાશે કે આ લોકધર્મમા કેટલુ જીવનતત્ત્વ સમાએલુ છે

બાઉલ શબ્દની વ્યુત્પત્તિ ઘણી રીતે સૂચવાએલી છે કેટલાક મૂળ શબ્દ વાયુ માને છે આ 'વાયુ એટલે યોગશાસ્ત્રમા જણાવેલો 'વાયુ, જે દ્વારા શરીરની સ્નાયવિક શક્તિનો સંચાર થાય છે દેહની સ્નાયવિક શક્તિનો પ્રચાર કરી પ્રાણજય કરવાની સાધના જે કરે તે 'બાઉલ કેટલાક માને છે કે શ્વાસોચ્છ્વાસનો સરોધ કરીને દીર્ઘ જીવન મેળવવાની સાધના કરે તેઓ બાઉલ' કેટલાક 'બાઉલ એ 'વાતુલ'માથી આવેલો માને છે કેટલાક તેની વ્યુત્પત્તિ 'વજુલ'માથી કાઢે છે આ વજુલ એટલે 'વજ્જલ (વજ્રયાન માર્ગનો ગુરુ) પણ

'બાઉલ' વિષે હાલમાં પ્રમાણભૂત ગણાતા શ્રી ક્ષિતિમોહન સેન 'બાઉલ' શબ્દ સંસ્કૃત 'વાયુ'માંથી આવ્યો એમ સ્વીકારે છે. 'ચૈતન્ય ચરિતામૃત'કાર તેમ જ મધ્યકાળના ઘણા સંતો આ શબ્દનો પ્રયોગ કરે છે. કબીર કહે છે કે:

बिरहै भुजगम तन डसे, मन्त्र न माने कोइ।
रामवियोगी ना जीवै, जीवै तो बाउर होइ॥
—બીજક, સાખી ૯૭.

આ બાઉલ લોકો વસ્તુતઃ પોતાના ગાનમાં, પ્રેમમાં, અંદર રહેલા તત્ત્વની શોધમાં પાગલ બની જાય છે. તેઓ બાહ્ય બંધનો સ્વીકારતા નથી. પરંપરાથી ચાલતા આવેલા રીતરિવાજોને, જાતિભેદનાં બંધનોને તેઓ ફગાવી દે છે: આ રીતે તેઓ સાચા નૉનકન્ફર્મિસ્ટ (non-conformists) છે. તેમની સાધનાનું મુખ્ય અંગ છે ગાન તેઓ માને છે કે ગાનમા જ મનુષ્ય પોતાનો ભાવ પૂર્ણ રીતે પ્રગટ કરી શકે. પણ તેઓ ગમે ત્યાં ગાન કરતા ફરતા નથી. સમાજમા તેઓ મૃતપ્રાય રહેવા ઇચ્છે છે. સૂફી લોકો જેને 'ફના' કહે છે, વૈષ્ણવો જેને 'જીવનમુક્ત' કહે છે, તેવી અવસ્થાને તેઓ સ્વીકારે છે તેઓ માને છે સાચો શુદ્ધ પ્રેમ અહેતુક હોવો જોઇએ, પ્રયોજનાતિરિક્ત હોવો જોઇએ. સમાજના બંધનો અને શાસ્ત્રોક્ત વિધિ દ્વારા સ્વીકારાએલો પ્રેમ તે જ કેવળ શુદ્ધ પ્રેમ નથી. આ પ્રકારની બાઉલની ભાવના આપણને અથર્વવેદના 'ઉચ્છિષ્ટ'ના સૂક્તની યાદ આપે છે—

ऋतं सत्यं तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च।
भूतं भविष्यदुच્छिष्टे वीर्यं लक्ष्मीर्बलं बले॥

સમસ્ત કલા, સાહિત્ય, તત્ત્વજ્ઞાનનું આદિ સ્થાન પ્રયોજનાતિરિક્ત પ્રેમમા રહેલું છે. તે ભાવને રહસ્યમય ભાષામા આ સૂક્તમા વર્ણવ્યો છે.

તેમનો એક 'દેહતત્ત્વ'નો અથવા 'કાયાસાધન'નો પ્રધાન સિદ્ધાન છે. તેઓ શરીરને મંદિર જેવુ પવિત્ર ગણે છે, કારણકે તેમા 'મનેર

માનુ' (મનના–હૃદયના–માનવ)નો વાસ છે તેગે કહે છે કે 'જહા આછે ભાંડે, તાહા આછે બ્રહ્માંડે' (જે પિંડમા છે તે બ્રહ્માડમા છે) શિવસંહિતામા પણ યોગમાર્ગદ્વારા આ ભાવનાની ઉપલબ્ધિ કરવાનુ લખ્યુ છે

> देहेऽस्मिन्वर्तते मेरु सप्तद्वीपसमन्वित ।
> सरित सागरा शैला क्षेत्राणि क्षेत्रपालक ॥
> ऋषयो मुनय सर्वे नक्षत्राणि ग्रहास्तथा ।
> पुण्यतीर्थानि पीठानि वर्तन्ते पीठदेवता ॥
> जानाति य सर्वमिद स योगी नात्र सशय ॥

કબીર પણ જણાવે છે કે આ ઘટમા જ બાગબગીચા છે કાશી દ્વારકા છે, મદિર છે સરજનહાર છે દાદુ કહે છે કે આ શરીર મારૂં શાસ્ત્ર છે તેમા પરમદયાળે તેનો સદેશ લખ્યો છે

બાઉલનુ હૃદય આ મનેર માનુષ (હૃદયનો મનુષ્ય) શોધવા માટે વિરહથી અહોનિશ બળ્યા કરે છે તે ગાય છે

આમિ કોથાય પાબો તા'રે,
આમાર મનેર માનુષ જેરે।
હારાયે સેઈ માનુષે તા ર ઉદ્દેશે દેશવિદેશે બેડાઈ ધુરે॥
લાગિ સેઈ હૃદય–શશિ સદા પ્રાણ હય ઉદાસી।
પેલે મન હોતો ખુશી દિવાનિશિ દેખતામ નયન ભરે॥

(મારા તે હૃદય–માનવને ક્યા મેળવીશ ? તેને માટે હું દેશવિદેશ શોધમા ફર્યા કરૂં છુ તે સૌન્દર્ય–શશિની શોધમા મારૂં મન ઉદાસી થઇ રહ્યુ છે હૈયુ ભરીને તને જોવાની મારા હૃદયની પરમ વ્યાકુળતા છે) આ પ્રેમના પાગલની, હૃદય–માનવની શોધના ફકીરની ઝાંખી કરવી હોય તો શ્રી ન દલાલ બસનું 'બાઉલ નુ ચિત્ર જોવાની ભલામણ કરૂં છુ

એક પારસ્ય દેશના સૂફીએ પણ આ જ ગાયુ છે

*On the way to the Truth there are two temples*
*One is the outer temple the other*

the temple of the heart.
As long as thou canst, make pilgrimage to hearts.
Because one single heart is more
than a thousand temples."

પ્રભુની લીલા એટલી ચમત્કૃતિવાળી છે કે માનવની કૃત્રિમ લીના તેની આગળ ઝાખી પડે છે.

જીવે જીવે ચાઇયા દેખી, સબાઇ તા'ર અવતાર।
ઓ તુઇ, નૂતન લીલા કિ દેખાબી,
જાર નિત્ય લીલા ચમત્કાર॥

(જીવે જીવે તેનો અંશ રહેલો છે. અરે, માનવી, તું નવીન લીલા શી બતાવીશ? તેની લીના નિત્યનવીન છે)

અસમાન વ્યક્તિઓ વચ્ચે સાચો શુદ્ધ પ્રેમ ન હોઇ શકે માટે પ્રભુને ભજવા તે પણ સખાની માફક, પ્રિયની માફક જ્યારે 'ભાંડ' મા તે શુદ્ધ, અનંત, અનિર્વચનીયના દર્શન થાય છે ત્યારે સમસ્ત 'બ્રહ્માંડ' સૌન્દર્યમય લાગે છે. પ્રથમ જે ઠેકાણે કૃત્રિમતા લાગતી હતી, ત્યા પ્રકૃતિની ચિરસ્થાયી મૂર્તિ સાચા સ્વરૂપમા આવિર્ભૂત થાય છે તેથી જ કબીર કહે છે

ઘર ઘર દીપક બરૈ, લખૈ નહિં અન્ધ હૈ।
લખત લખત લખિ પરૈ, કટૈ જમ ફન્દ હૈ॥

(ઘરઘરમા દીપ બળે છે, અંધને તે દેખાતો નથી જોતા જોતા જ્યારે તેના દર્શન થશે, ત્યારે મૃત્યુનો પાશ તૂટી જશે)

આ અન્ત શરીરે જ્યોતિર્મયો હિ શુભ્રો બાઉલનો હૃદય માનવ છે, સૂફીઓની મનમ છે, ગ્રીસના તત્ત્વજ્ઞાનીઓનો Logos છે અંતરની ઉપનિષદનો આવિર્ભાવ વાક્યો દ્વારા પ્રગટ કરતા દરેકે પોતપોતાની ભાષા વાપરી છે પણ ઉપનામ્ય વસ્તુ એક જ છે

બાઉલ માને છે કે જન્મથી જ તેની દીક્ષા થઈ ગઇ છે તે ગાય છે—

આમાર જે-દિન જનમ મે-દિન આમિ દીક્ષા પેયેછિ ।
એક અક્ષરેર મન્ત્ર માયેર શિક્ષા પેયેછિ ॥
દીક્ષા વિના ચલે ના જે એકટિ પ્રાણેર શ્વાસ,
સેઇ કથાતે ગભીર આમાર રયે છે વિશ્વાસ ।
આમિ નીર પેયેછિ, ક્ષીર પેયેછિ, પરાણ પેયેછિ,
તા'રિ સાથે સાથે માયેર શિક્ષા પેયેછિ ॥

(મારો જે દિવસ જન્મ થયો ત્યારે જ મને દીક્ષા મળી માતાની શિક્ષા એક અક્ષરના મન્ત્રથી મેળવી પ્રાણનો એક પણ શ્વાસ દીક્ષા વિના ન ચાલી શકે તે મારો દૃઢ વિશ્વાસ છે માતાના અશ્રુ મેળવ્યા, માતાનુ દૂધ મેળવ્યુ, માતામાથી પ્રાણ મેળવ્યો, તે સાથે જ માતાની શિક્ષા પણ મેળવી છે)

તેમનો ગુરુ કોણ?
ગુરુ બોલે કારે પ્રણામ કરબિ મન?
તોર અથિક ગુરુ, પથિક ગુરુ, ઓલોર ગુરુ અગણન,
ઓલોર ગુરુ સર્વજન'
ગુરુરે તોર બરણ-ડાના, ગુરુરે તોર મરણ-જ્વાના'
ગુરુરે તોર હૃદય-વ્યથા, જે ઝરાય દુનયન'

(હે મન ગુરુ માની તુ કોને પ્રણામ કરીશ? તારે પગલે પગલે આવનારા જનારા તારા ગુરુ છે, અરે, તારા અસંખ્ય ગુરુઓ છે સઘળા માનવો તારા ગુરુ છે તારુ સ્વાગત તારો ગુરુ છે, મરણ-જ્વાલા તારો ગુરુ છે, હૃદય-વ્યથાથી આખમાથી ઝરતા અશ્રુ તારા ગુરુ છે)

પણ આ પ્રમાણેની ગુરુની ભાવનાની પાછળ વાસ્તવિકતા શી? તેઓ જણાવે છે કે ગુરુને જાણ્યા પહેલા પોતાની જાતને પ્રથમ જાણવી જોઈએ જ્યા સુધી પોતાના અંતરમા રહેલા તત્ત્વોની ઉપલબ્ધિ થતી નથી ત્યા સુધી ગુરુની પાછળ પાછળ ફરવાનો શો ઉદ્દેશ? લાલો નામનો બાઉલ કહે છે કે આત્માને જાણ્યા પછી "સાઁઇ બહુ દૂરે નાઇ' (પ્રભુ બહુ દૂર નથી) કબીર પણ જણાવે છે કે 'પરમાતમ

ગુરુ નિકટ બિરાજે ' જાગ જાગ મન મેરે ॥" આ પ્રમાણે બાઉલ ગુરુથી ગભરાય છે, કારણ કે કદાચ તે પોતાના શિષ્યના જીવન્ત આત્માને યોગ્ય રીતે વિકાસ ન પામવા દે

તેમની સાધનાનુ મુખ્ય આલબન 'સહજ' છે આ 'સહજ' મધ્યકાળના બધા મતોમા જોવામાં આવે છે દ્વૈત, અદ્વૈત વગેરે તાર્કિક કલ્પનાઓમા ગોથા ખાધા વગર તેમણે સરળ પ્રેમનો સહજ માર્ગ સ્વીકાર્યો આ સહજ માર્ગ નાથપંથના સિદ્ધગણોએ ખૂબ જ જોરથી લગભગ આઠમી સદીમા શરૂ કર્યો હતો તે પછીથી જયદેવ, બિલ્વમગળ, ચડીદાસ, વિદ્યાપતિ, કબીર, નાનક, રજ્જબ, દાદુ વગેરે કવિઓ તથા સતોએ તેને આગળ ધપાવ્યો

બગાળાના વૈષ્ણવધર્મના સસ્થાપક ચૈતન્ય મહાપ્રભુ નાનપણમા 'ક્ષેપા નિમાઇ' ('ગાડો નિમાઇ') કહેવાતા. હાલના બાઉલો પણ ચૈતન્યને પોતાના આદિપ્રવર્તક તરીકે માને છે આથી બગાળાના વૈષ્ણવ મેળાઓમા બાઉલો પણ જાય છે અને મંડળીઓ જમાવે છે

તેઓ પ્રેમને સ્થૂળમાથી સૂક્ષ્મમા પરિણત કરવામા માને છે તેઓ પ્રેમને 'પરશમણિ'ની ઉપમા આપે છે

પ્રેમ આમાર પરશમણિ ।<br>
તા'રે છુઁયે જેકામ હય રે સેવા ॥

(પ્રેમ સ્પર્શમણિ છે તેને અડકવાથી કામ સેવામા પરિણત થાય છે )

આને માટે એક બાઉલને શ્રી ક્ષિતિમોહન બાબુએ એક વાર પૂછેલુ 'બાબા, આપ પ્રેમનો અનુભવ કેવી રીતે કરો છો?' બાઉલ કહે છે 'ભાઇ, હાલમા મારી સ્ત્રીને મરણ પામ્યે દસ બાર વર્ષો થઈ ગયા છે તેના જીવતા તેની સાથે સ્થૂળ સ્વરૂપમા રહ્યો હતો, પણ તેનુ સાચુ સ્વરૂપ મને જણાયુ ન હતુ પણ તેનો સાચો પરિચય થોડા સમય પહેલા જ એક ક્ષણમા થઈ ગયો. તેની સાચી શુદ્ધ અનત મૂર્તિના મને દર્શન થયા '

બાઉલ કહે છે કે—

કારે તોનાતો, કે કરો વા પ્રત્યય ।
આછે એઈ માનુ। સત્ય નિત્ય ચિદાનંદમય ॥

(કોને કહું, કોણ વિશ્વાસ કરશે? આ માનવમા જ સત્ય-નિત્ય-ચિદાનંદમય વિરાજમાન છે)

દરેક ધર્મની માફક આ બાઉલમાના કેટલાકમા વિપરીત વર્તન દેખાય પણ તેમનો ધર્મ વધ્યા કરે છે, કારણકે તેનામા ગતિશીલતા છે તેથી જ રવીન્દ્રનાથે જણાવ્યુ છે કે—

"On the inaccesible mountain peaks of theology, the snows of mud remain eternally rigid, cold and pure But God s manifest shower falls direct on the plain of humble hearts, flowing there in various channels even getting mixed with some mud in its course as it is soaked into the undergroun currents invisible but ever moving'

આ સહજ સાધનાનો ટૂંક સાર રજ્જબજીએ જણાવ્યો છે

રજ્જબ વસુધા વેદ સબ। કુલિ આલમ સુકુરાન ॥
પંડિત કાજી વૈ ચડે। દફતર દુનિયા જાન ॥